# નીતિ શિક્ષક

યાને

# બાળકોનો ફૂલહાર.

(બન્ને ભાગમાં.)

રચનાર

ગૌરીશંકર મગનલાલ પંચોળી.

# નીતિ શિક્ષક

યાને

# બાળકોનો ફૂલહાર.

(બન્ને ભાગમાં)

રચી, છપાવી પ્રસિદ્ધ કરનાર


ગૌરીશંકર મગનલાલ પંચોળી

શિક્ષક, પી. બી. કોટવાલ મ્યુનિસિપાલ સ્કૂલ

**કરાચી.**



પ્રથમાવૃત્તિ. પ્રતિ ૧૦૦૦

સને ૧૯૧૫

કરાચી, બંદર રોડ પર મનોહર પ્રેસમાં

નરભેશંકર જગજીવન દવેએ છાપ્યો.

કિંમત ૬ આના.

# અર્પણ પત્રિકા.



મહેરબાન માનવંતા દિવાન સાહેબ
શેઠ લીલારામ ગીધુમલ ભોજવાણી બી. એ.,
ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટર સાહેબ.
જીલ્લો કરાચી.

આપશ્રી પરોપકારી અને દયાળુ વૃત્તિથી કેળવણી ખાતાની તન, મન અને ધનથી સેવા બજાવો છો અને પ્રતિ વરસે નવ નવા સુધારા કરી બાળકોનાં તન-મનને ઉન્નત કરવા પ્રયાસ કરો છો; વળી આપનો નીતિ, સત્ય અને કર્તવ્ય પરનો પ્રેમ જોઈ સર્વના હૃદયમાં ઉત્તમ છાપ પડે છે; આપશ્રીના ઊંચા ખાનદાનના એ પવિત્ર ગુણો તરફ આકર્ષાઈ મારા હૃદયમાં ઉછળતી પ્રેમની ઉર્મીઓ સાથે આ લઘુ પુસ્તક હું આપની સેવામાં માન પૂર્વક અર્પણ કરૂં છું તે કૃપા કરી સ્વીકારશોજી

કરાચી.
વિજયાદશમી, ૧૯૭૧. | કર્તા.

# નિવેદન.

આપણામાં કહેવત ચાલે છે કે "ભાઇ આ, તો ઘઉંની કણક" તે જેમ કેળવાય તેમ સારી, તેના ભાખરાએ થાય અને ઘેબર પણ થાય. માણસ જાત શું ન કરી શકે? સરકસમાં મનુષ્યના હાથે કેળવાએલાં ઘોડા, કુતરા, હાથી, સિંહ, રીંછ અને ચિત્તા જેવાં પ્રાણીઓ હેરત પમાડે તેવા કસરતના ખેલો કરી જન સમૂહને આનંદ આપે છે, અને માલિકના ઇસારાથી પોતે પોતાની કૃતિ ઉત્તમ રીતે બતાવે છે, એ આશ્ચર્યજનક અને ધડો લેવા જેવું છે.

માતાના સ્તનનું પાન કરતાં બાળકોને સૂક્ષ્મ દૃષ્ટિ વડે અવલોકીશું તો કુદરતી રીતે તેના અવયવોની ચપળતા કેવી રીતે કેળવાય છે? તે હાથ પગ પછાડે છે, કીકીઆરીઓ પાડે છે, કોઈ વસ્તુને ઝડપથી પકડી મોંમાં મૂકે છે, અને કોઇ પણ ચીજને અવળી સવળી ફેરવી પાછી મૂકી દે છે. આવી રીતે એક પછી એક એમ દૃષ્ટિએ પડતી દરેક ચીજોના ઉપર તેનું મન આકર્ષાય છે. બોલતાં આવડતું નથી છતાં મા, મા, ભા, ભા, પા, પા, બા, બા વગેરે શબ્દોચ્ચાર વડે પોતાની જીહ્વા શક્તિને આગળ વધારવા ઉશ્કેરાય છે એવી રીતે શારીરિક અને માનસિક શક્તિઓની ખીલવણીનો આપણી દૃષ્ટિ આગળ ભાસ થાય છે.

કોઇ વખત અવલોકન કરીશું તો ન્હાનાં ૪–૫ વરસનાં બાળકો ભેગાં મળી આનંદમાં ખેલતાં અને વાતો કરતાં પોતાની જિજ્ઞાસાઓ જણાવી આપે છે. કોઇને માસ્તર થવાની, કોઇને ડૉકટર થવાની, કોઇને વકીલ થવાની, કોઇને શેઠ બનવાની અને કોઈને મોટી ઑફિસમાં કામ કરવાની અભિલાષાઓ જણાઈ આવે છે, તેમજ સંસાર સુખનો લ્હાવો લેવા પોતે કેટલાં આતુર છે, તે તેઓના શબ્દો જણાવી આપે છે. વળી બાળાઓ ગૃહ કાર્યમાં ભાગ લેતી નાના પ્રકારની અવસ્થા અને આશાઓ દેખડાવે છે. તેવી રીતે દરેક કોમનાં બાળકો આસપાસના વાતાવરણના સંસર્ગમાં આવતાં પોતાના માબાપ અને બીજાંઓની રીતભાત અને કર્તવ્યો તરફ ખેંચાઇ જુદાં જુદાં વલણ ધારણ કરતાં દેખાય છે કુદરતી રીતે બાળકની બધી શકિતઓને કેળવવી એનું નામજ ખરી કેળવણી અને તેનો ખરો નેતા તેજ શિક્ષક. પ્રાચીન ઋષિ મુનિઓની માફક હાલ ઘણા શિક્ષકોથી કદાચ કેવળ પરાર્થે જીવન ગાળવાનું બની ન શકે, પરંતુ નીમેલા દરમાયા ઉપર સંતોષ રાખી શાળામાં અમુક કલાક ખરી સેવા બજાવવીજ, એમ ધારે તો તે બની શકે તેમ છે, અને એ રીતે તેઓ આખા દેશને આશીર્વાદ સમાન થઇ શકે.

આપણે અનુભવથી જાણીએ છીએ કે, બાળકને વાર્તાનો અને ગાવાનો ઘણો શોખ હોય છે. વાર્તાથી તેની વાંછનાઓ અને માનસિક શક્તિઓ સતેજ થાય છે. વળી ગાવાથી તેના ફેફસામાં શુદ્ધ હવાની આવ જા થઇ શરીરમાં લોહીનું ચલણ વલણ વિશેષ થાય છે અને મગજ પ્રફુલ્લિત બને છે. આ હેતુ કેટલેક અંશે પાર પાડવા માટે ઉમર અને અભ્યાસના પ્રમાણમાં આ પુસ્તકમાં ટુંકી ટુંકી અને બોધદાયક વ્યવહારને લગતી નૈતિક વાતો દાખલ કરવામાં આવી છે. તેમજ ધોરણને લગતા ઘણા ખરા પદાર્થપાઠો તેમજ સંવાદો અને એવી બીજી વાતોનો સમાવેશ આમાં આવી જાય છે. વળી બારીકીથી તપાસતાં, આવી આવી વાર્તા ઉપરથી ઇતિહાસ ભૂગોળનું જ્ઞાન આપવા માટે પણ શિક્ષકને પોતાનો રસ્તો કાંઇક સરલ થતો સહજ જણાશે.

૫ થી ૭ વરસનાં બાળકો માટે ટુંક, અને તેથી આગળ વધેલાં માટે તેજ વિષયને લગતી બાબતોનું જરા લંબાણ કથન કરવામાં આવ્યું છે, જેથી આ પુસ્તકના બે ભાગ યોજવામાં આવ્યા છે. બાળક શીખેલી વાત સૂક્ષ્મ રીતે પોતે સમજી પોતાના ઘર આગળ માબાપને અને બીજાઓને પણ કહી શકે

એવા હેતુથી શિક્ષક વાર્તાનું પુનરાવર્તન કરી તેનું રહસ્ય સમજાવશે, તો તેથી બાળકો સંસ્કારી બનશે અને શિક્ષકે પોતાની ઉત્તમ ફરજ બજાવી ગણાશે. મોટી ઉંમરે એ બાળકો વ્યવહારિક કાર્યોમાં ધર્મ અને નીતિના પંથે ચાલી જન સમાજની સેવામાં ભાગ લેતાં શીખશે, એથી દેશનું કલ્યાણ થશે અને પ્રજાનો આશીર્વાદ શિક્ષકને મળશે. અસ્તુ.

પ્રિય વાચક વર્ગ! જે ગુણજ્ઞ હેડ માસ્તરના હાથ તળે મેં લાંબી મુદત સુધી સ્કૂલ સેવાનું કામ કર્યું છે, તેના દીર્ઘ પરિચયથી, શિક્ષક અને શિષ્યોમાં પડેલા અનુભવ સંસ્કારોથી તથા સહવાસમાં આવેલા અહીંના કેળવણી ખાતાના અધિકારીઓની નીતિ અને કર્તવ્યપરાયણતા તરફની સુદ્રઢ ઉત્તેજક રૂચીથી લલચાઇનેજ કેવળ આ પુસ્તક લખાયું છે, ને બહાર પાડયું છે. જો કે એમાં કેટલીક બાબતોની ખામી હશે તદપિ ગુલાબના હજારો કાંટા તરફ દુર્લક્ષ કરી માત્ર તેના ફૂલનાજ ગુણો ગ્રહણ કરતાં સારગ્રાહીપણે મારા આ કાર્ય તરફ પ્રેમ ભાવે જોશે એવી વિદ્વજ્જન પુરૂષો અને સર્વ સુજ્ઞ વાચકો તરફ મારી નમ્ર વિનતિ છે.

કર્તા.

## શાર્દૂલવિક્રીડિત.

વાવેલી વન વાટિકા કુદરતે, ખીલેલ પુષ્પો કળી,
મીઠી મંદ સુગંધ શીતળ સમી, લ્હેરી સ્ફુરે તે તણી;
સદ્‌ભાગી મમ બન્ધુ તુજ ચરણે, વેર્યાં કુસુમો ખરે,
રે! રક્ષક તુજ ન્યાયના પદ તળે, છુંદાય ના જો અરે.

---

## સવૈયા.

બાલ હિતને ઉન્નત કરવા, પૂર્ણ પ્રેમથી કરૂં પ્રયાસ;
લલિત સેવા લઉં હસ્તમાં, આશ પૂરશે શ્રી અવિનાશ.
કોમળ કરમાં કિંચિત ભાવો, દશ્ય કર્યા છે આંતર નેટ;
નોબત આગે અલ્પ સૂર છે, યથા મતિનો આ મમ લેખ.

ફૂલ ગુલાબી મીઠી વાતો, મન રંજન કરી પામે માન;
લહે ચિત્તમાં ચતુર જાણું, ગ્રહે દેશ ઉન્નતિનું સ્થાન.
હાવ ભાવનાં ગીતો રૂડાં, ગાન કરે ગુણિયલ જે બાળ;
રમ્ય લેખને કો સત્કારે. તૃપ્ત થઈ માનું આભાર.



આ પુસ્તકના ઉપયોગીપણા સંબંધી મળેલા અભિપ્રાયોમાંના થોડાક અહીં ટાંક્યા છે :—

SURAT, 7th February 1916.

I feel sincere pleasure in justifying to the work of the book called નીતિશિક્ષક યાને બાળકોનો ફૂલહાર which I am sure will be appreciated by those for whom it is intended. The language is quite simple as it ought to be and the stories are skilfully graded. I am sure the book will command a good and ready sale and if submitted to the Director of Public Instruction with an application for patronage, the book committee will recommend it for School Libraries and Prizes. I am really pleased with the book and congratulate the author upon his achievement,- because I consider it an achievement. I think it is the real way and the only way to impress wholesome moral lessons on children, who, I am sure, will welcome it. Our Library for children is still very poor and we badly want many more books like the ફૂલહાર.

(Sd.) GANPATRAM ANUPRAM TRAVADI,

Retired Principal,

Kathiawar Male Training College

DAYARAM JETHMAL SIND COLLEGE,
KARACHI, 10th February, 1915

I have read with pleasure the book called "NITI SHIKSHAKA" compiled by MR. G. M. PANCHOLI. Though ostensibly purporting to be a book conveying moral lessons only the book embodies a mass of useful information on various subjects in the form of dialogues likely to prove instructive to young students in primary schools. I consider that the book, though it is the first attempt of its kind on the part of the writer, is a creditable production indeed.

The success of the instruction of lessons in morality depends more upon the teacher's methods than upon books, but I believe that books like these will give some relief to the over worked teacher by adding to his resources though they will not, of course, relieve him of the need of using his judgment, tact and care.

(Sd ) T. P. TRIVEDI, M. A LL. B.,
Prof. of Mathematics.
( D. J. Sind College. )

KARACHI, 1st February 1916.

This is a book worth putting in the hands of young children. It contains good many interesting stories & Dialogues, graded skilfully according to the memorandum of suggestions to teachers on moral and civic instruction.

I hope the author will pay attention to necessary corrections while publishing the 2nd Edition.

(Sd.) MOHANLAL P. BHATT,
Gujarati Assistant Deputy
Educational Inspector, Karachi.

---

DHRANGADHRA,
7th February, 16.

I have read with great pleasure the Manus, cript copy of "NITI SHIKSHAK (નીતિ શિક્ષક)". sent to me by its author, Mr. GAVRISHANKER MAGANLAL PANCHOLI for an expression of my opinion The book is well written and contains many short and instructive stories, which, if taught intelligently, will do great good to the student world. MR. GAURISHANKER deserves every

credit for the turn-out of his book and will, I am sure, not remain content until he has completed his series by issuing other parts for the higher classes.

(Sd.) C. A. MEHTA,
B. A., S. T. C.
Educational Superintendent,
Dhrangadra State.

---

KARACHI, 11/2/16.

With great pleasure I have gone through **નીતિ શિક્ષક** and I find that the author has endeavoured to provide a book specially adapted to the requirements of young children. The want of such books in Gujarati, has long been felt. MR. GAVRISHANKER has, by publishing this book, struck the right chord in this direction. The book is both interesting and instructive. The simplicity of expression and interesting mode of treatment are sufficient to show how carefully the book has been written for children. I heartily wish the author every success in his attempt.

N. H. VYAS B. A.,
Head Master,
Madressa Hasany, Karachi.

# નીતિ શિક્ષક

યાને

# બાળકોનો ફુલહાર.

## ભાગ ૧ લો.

### વાર્તા ૧ લી.

**બાપ**—બેટા વસંત, તું આજે કયાં ગયો હતો?

**વસંત**--બાપા, હું તો મોટા ભાઇની સાથે તેમની નિશાળ જોવા ગયો હતો.

**બાપ**--ઓહો! એ તો તેં ઠીક કર્યું, પણ તને ત્યાં ગમ્યું કે નહિ!

**વસંત**--હા બાપા, મને તો બહુજ ગમ્યું. અને લાગ્યું કે આખો દિવસ એમાંજ રહેવાનું હોય તો સારૂં.

**બાપ**--ઠીક ત્યારે કહે કે તેં નિશાળમાં શું જોયું?

**વસંત**--જાત જાતનાં ચિત્રો, રમકડાં, દડા, કાચના મણુકા, લખોટા અને રમવાની જગા : વળી બેસવાની જગા પણ સુંદર હતી.

**બાપ**--બીજું શું જોયું ?

**વસંત**--બધા છોકરા સાથે ઉભા રહી કંઈક ગાતા હતા, સાથે મહેતાજી ગવરાવતા હતા અને બધા તાળીઓ પાડતા હતા.

**બાપ**--ત્યારે તો તને મજાહ પડી ખરી.

**વસંત**--હા બાપા, મજાહ તો ખૂબ પડી, પણ શું ત્યાં એવું રમવાનું, ખેલવાનું અને ગીતો ગાવાનુંજ હશે ?

**બાપ**--હા ભાઈ, રમવા ખેલવા અને ગાવાની સાથે ત્યાં બીજું પણ શીખવાનું ઘણું છે.

**વસંત**--બીજું શું શીખવાનું ?

**બાપ**--વાંચવા લખવાનું અને વિચાર કરવાનું.

**વસંત**--બાપા, વાંચવા લખવાથી શું ફાયદો ?

**બાપ**--વાંચવાથી નવી નવી વાતોની ખબર પડે છે, અને નવું નવું જાણવાનું મળે છે. એથી અક્કલ વધે છે અને ડાહ્યાં થવાય છે. ડાહ્યાં માણસ દુનિયામાં સુખી રહે છે અને ઇશ્વર તેમના ઉપર રાજી રહે છે. જો લખતાં

વાચતાં આવડતું હોય તો મનની બધી વાતો કાગળમાં ઉતારી લેવાય, અને પછી ગમે ત્યારે તે વાત આપણને કે બીજાં માણસને કામ આવે. આજે સાંજે તારા કાકા મુંબઇથી અહીં આવશે, તેમને મેં કાગળ લખીને મોકલ્યો છે, તે ઉપરથી તેઓ આપણા માટે કેરીઓનો ૧ ટોપલો સાથે લેતા આવશે.

**વસંત**--બાપા, શું બધા માણસોને એવું આવડતું હશે? શું ન ભણે તો ન ચાલે? આપણો ચાકર ભીમો છે તે તો કંઇ ભણેલો નથી!

**બાપ**--ભાઇ, એ વાત હું તને કાલે કહીશ. હાલ જમવાનો વખત થયો છે, ચાલ, જમી લઇએ.

---

## વાર્તા ૨ જી.

**વસંત**—બાપા, મને ગઇ કાલની ભણવાની વાત કહોની!

**બાપ**—હા ભાઇ, કહું, તારી મરજી છે તો ધ્યાન દઇને સાંભળ. જો, આપણો ચાકર ભીમો ભણેલો નથી તેથી તે આપણે ત્યાં વાસણ માંજવાનું, કપડાં ધોવાનું, કચરો કાઢવાનું, ગાડી હાંકવાનું અને એવાં બીજાં હલકાં કામો કરે છે. જ્યારે તે આપણે ત્યાં રાત દિવસ એવાં કામો કરે છે, ત્યારે હું તેને ફક્ત સાત રૂપીઆ

પગાર આપું છું. તેમાં તેની વહુ અને બીજાં ત્રણ છોકરાં ખાનારાં છે. જેથી તેના ઘરનું ગુજરાન મહા મુશ્કેલીથી ચાલે છે. તને યાદ છે કે ગયા વરસમાં ભીમો માંદો પડયો ત્યારે ત્રણ મહીના ખાટલે રહ્યો હતો તે વખતે તેનાં બૈરી છોકરાંને ખાવાનાં ઘણાં ફાંફાં હતાં. મને બહુ દયા આવતી, તેથી વારંવાર હું તેને ત્યાં અનાજ વગેરે મોકલાવતો. જો એ નાનપણથી ભણ્યો હોત તો એને આવી મહેનત મજુરી કરવી પડત નહિ. વગર ભણેલા જ્યાં સુધી શરીરે સાજા તાજા હોય ત્યાં સુધીજ મહેનત કરી પેટ ભરી શકે છે; અને માંદા પડે કે તરત તેની રોજી અટકી પડે છે. ખાવાપીવા અને કપડાં માટે તેનાં બૈરી છોકરાં ઘણાં દુઃખી થાય છે. માટે ભાઈ, જે બાળક નાનપણથી ભણતાં નથી તે આગળ જતાં દુઃખી થાય છે. એથી આપણી દયાળુ સરકારે ઠેકાણે ઠેકાણે છોકરા અને છોડીઓ માટે નિશાળો ઉઘાડી છે. ત્યાં તેઓ ભણી–ગણીને ડાહ્યાં અને હોશિયાર થાય છે. વળી ભણવાથી દુનિયાનાં કામોમાં કદી છેતરાતાં નથી. ભણવાથી અક્કલ આવે છે અને અક્કલ વડે પૈસા અને સુખનાં સાધનો મેળવી શકાય છે. પૈસા વડે દુનિયાનાં સારાં સારાં કામો થાય છે અને એવાં સારાં કામોથી પરમેશ્વર આપણા ઉપર રાજી રહે છે.

વસંત—ઓહો! બાપા, તમે તો આજે મને ઘણી સારી વાત કહી, મને આવતી કાલથીજ નિશાળે મૂકો. હું ખૂબ મહેનત કરીને ભણીશ, તેથી મારી અક્કલ વધશે, અક્કલથી ખૂબ પૈસા મેળવીશ, પૈસાથી સારાં કામો કરીશ અને તેથી પરમેશ્વર મારા ઉપર રાજી થશે.

---

## વાર્તા ૩ જી.

જરબાઈ--બુચા, આ તું શું લાવ્યો?

બુચો--માયજી, જુઓની આ છતમાંથી કાંઇક નીચે પડેલું.

જરબાઈ—(લઇને) આ તો ચકલીનો માળો છે.

બુચો--માયજી, માળો તે શું? તે ચકલીએ શા માટે બાંધ્યો હશે?

જરબાઈ--બેટા, તે તેનું ઘર કહેવાય, અને તેમાં તે રહે છે.

બુચો--માયજી, આવા માળા કોણ બાંધતું હશે?

જરબાઇ--તેણે પોતાની મેળે બાંધ્યો છે, પંખીઓ આવા માળા બાંધી તેમાંજ રહે છે.

બુચો--તે માળા આવી છતમાંજ બાંધતાં હશે?

જરબાઈ—છત સિવાય ઝાડ કે છાપરા ઉપર પણ બાંધે છે. કેમકે નીચે તો કોઈના પગ તળે આવી જાય.

બુચો—આ એની અંદર શું છે?

જરબાઇ—જોઉં, હા! એ એના ઈંડાં છે. સારૂં થયું કે તે ફૂટ્યાં નહિ. હવે તે ઇંડામાંથી બચ્ચાં નીકળશે અને પછી તે ઉડશે

બુચો—માયજી, ઇંડાં કોને આવે?

જરબાઈ—બધાં પંખીઓને ઈંડાં આવે. તને પંખીનાં નામ આવડે છે વારૂ?

બુચો—હાજી, સાંભળો. ચકલી, પોપટ, કબુતર, કુકડી, કાગડો વગેરે ઘણાં છે.

જરબાઈ—ઠીક, જો હવે તને આ માળો બતાવું. તે અંદરથી કેવો સુંદર અને સફાઇદાર છે? જાણે રેશમનું કપડું બીછાવ્યું છે.

બુચો—(જોઇને) વાહ! તે તો ઘણોજ સરસ છે. આવું બનાવતાં તેને કેમ આવડયું?

જરબાઇ—જો, એને બોલતાં આવડતું નથી, પણ તે પોતાના કામમાં બહુ સંભાળ રાખે છે.

બુચો—ઓહો! આવાં ઘર તો માણસ પણ નથી રાખી શકતાં.

જરબાઈ—હા, કેટલાંક માણસો ઘર સાફ રાખવામાં ઘણાં બેદરકાર રહે છે. તેથી તેના ઘરમાં માકડ, ચાંચડ, અને મચ્છર થાય છે. માટે માણસો પોતાના ઘરને રોજે રોજ વાળીને સાફ કરે તો પોતે સુખી રહે.

## વાર્તા ૪થી.

**દીનશા**--માયજી, આજે હજુ સુધી ધોબી કેમ નહિ આવ્યો !

**ગુલબાઈ**--કેમ તારે તેનું શું કામ છે?

**દીનશા**--મારે કપડાં બદલવાં છે.

**ગુલબાઇ**--કાંય, મેં તને હમણાં ચાર દિવસ ઉપરજ કાઢી આપેલાંને ! એટલી વારમાં મેલાં થયાં?

**દીનશા**--નહિજી, મેલાં તો થયાં નથી, પણ કાલે સાંજે હું સ્કૂલમાંથી આવતો હતો ત્યારે રસ્તામાં વરસાદને લીધે મારાં કપડાં ખરાબ થયાં છે.

**ગુલબાઈ**--હા, યાદ આવ્યું. હમણાં વરસાદના દહાડા છે. તેથી ધોબી વખતસર આવી શકશે નહિ.

**દીનશા**--ત્યારે નિશાળે જઇશ ત્યારે હું શું પહેરીશ?

**ગુલબાઇ**--ચાલ, એ કપડાં કાઢી રામાને આપ તે ઝટ વારમાં ધોઈ નાખશે.

**દીનશા**--માયજી, કાલે અમારી નિશાળમાં એક છોકરો દાગીના પંહેરી આવેલો, પણ તેનાં કપડાં મેલાં હતાં તેથી મારા મહેતાજી સાંહેબે તેને ધોએલાં કપડાં પહેરી લાવવા માટે ઘેર મોકલ્યો હતો.

ગુલબાઇ—હા, તે ખરૂં છે. દાગીના પહેરવાથીજ વધારે શોભા કે ફાયદો નથી. સાદાં પણ ચોકખાં કપડાં પહેરવાં એજ સારૂં છે.

દીનશા—માયજી, સાબુ કયાં છે? મારે ન્હાવું છે.

ગુલબાઈ—ન્હાવાની ઓરડીમાં જા. ત્યાં પાટીયા ઉપર સાબુ પડેલો છે, તેનાથી ડીલ ચોળીને ન્હાજે. પછી ડીલને ટુવાલ વતી સાફ ઘસીને લોહી નાખજે. બારણાં બંધ કરજે. હું પાણી ગરમ કરી નોકરને આપવા મોકલું છું.

---

## વાર્તા ૫ મી.

માકડ—કેમ જુ બેન, આજ સુધી તમે કયાં હતાં ?

જુ—માકડ ભાઈ સાંભળો, હું દિવાળી નામની એક છોડીના માથામાં હતી, ત્યાં ખાવાનું ખૂબ હતું

માકડ—શું શું ખાવાનું હતું?

જુ—માથાનો મેલ અને માથાનું લોહી.

માકડ—તમે ત્યાં કેવી રીતે પહોંચ્યાં?

જુ—સાંભળો, દિવાળી કોઈ દહાડો માથું ચોળી નહાય નહિ જેથી તેમાં મેલ થયો, એ મેલમાંથી હું પેદા થઇ; પહેલાં મને લીખ કહેતાં અને હવે મને જુ કહે છે.

માકડ—ત્યારે તમે એવું મૂકીને અહીં પાછાં કેમ આવ્યાં?

જુ—દિવાળીના માથામાં મેં ખૂબ ચટકા ભર્યા, ને માથું મેલથી ગંધાયું ત્યારે આખરે તે થાકી.

માકડ—પછી શું થયું?

જુ—થાકી એટલે તેને કોઈએ રસ્તો બતાવ્યો ને તે તેણે કર્યો.

માકડ—શું રસ્તો બતાવ્યો?

જુ—પહેલાં ખારાનું પાણી કરી માથું ખૂબ ધોયું, પછી સાબુના બે ત્રણ પટ માર્યા, વળી ઉનું પાણી કરી રેડયું ને ખૂબ માથું ચોળ્યું એટલે તેમાંનો મેલ નીકળી ગયો ને તેની સાથે હું પણ નીકળી ગઇ.

માકડ—એ તો તમે દિવાળીના માથે ઠીક કરી હો!

જુ—હા, જેના માથામાં મેલ હોય તે નહાવા ધોવામાં બેદરકાર હોય ત્યાં મારે જવુંજ જોઈએ; પણ માકડ ભાઈ, તમે અહીં કેમ આવ્યા? તે તો કહો?

માકડ—બ્હેન, હવે મારી વાત સાંભળો. એક માણસના ગોદડામાં મેં તેનું સૂતાં સૂતાં ખૂબ લોહી પીધું છે.

જુ—શું તમે એકજ હતા?

**માકડ**—નારે બ્હેન, બીજા મારા સગા વ્હાલા પણ હતા. અમે તેના ઘરમાં જુદે જુદે ઠેકાણે ભરાયા હતા. કોઈ ખાટલામાં, કોઈ ગોદડામાં, કોઇ ભીંતોમાં અને કોઇ તો કમાડમાં પણ હતા.

**જુ**—વાહ, ખુબી તો ઠીક કરી હો!

**માકડ**—હા, રાત પડે ને ઘરમાં લોકો સૂવે એટલે અમે બધા ભેગા થઇ તેને વળગીએ.

**જુ**—ત્યારે તમે અહીં પાછા કેમ આવ્યા?

**માકડ**—અમે તે ઘરનાં માણુસોનું ખૂબ લોહી પી ધરાયા ને તેઓને ખૂબ જગાડયા તેથી છેવટે થાકીને અમારૂં કાસળ કાઢવા તેમણે રસ્તો કર્યો.

**જુ**—શું રસ્તો કર્યો?

**માકડ**—સાંભળો, ખાટલા, ગોદડાં અને ગાદલાં તડકામાં સુકવવા નાખ્યાં, આખું ઘર બધેથી વાળીઝાડીને સાફ કરાવ્યું અને ભીંતોએ ચુનો દેવરાવ્યો. આથી અમારે રહેવાની કયાંઈ પણ જગા રહી નહિ, એટલે અમે બધા નાસવા મંડ્યા. અમારામાંના કેટલાક તો નાસતાં નાસતાં તડકામાં બળી મુઆ અને હું એક બચી ગયો તે અહીં આવ્યો છું.

જુ—ઠીક થયું, માણસો ઘરને વાળીઝાડી સાફ ન કરે, બરાબર નહાય ધુવે નહિ, ઘરમાં અંધારૂં રાખે અને એવી એવી બેદરકારી રાખે, તો પછી ચાંચડ, માકડ, મચ્છર, જુ અને બીજા જીવો પેદા થાય એમાં આપણો શું વાંક?

---

## વાર્તા ૬ ઠ્ઠી.

આજે પ્રતાપરાય તેના બાપ કેશવલાલ સાથે બહાર ગામ જવાનો હતો. બાપ દીકરો સ્ટેશન પર આવ્યા. આવીને જોયું તો ગાડીને ઉપડવાની તૈયારી હતી. કેશવલાલ તરત ટિકિટ લેવાને ગયા, પણ ટિકિટ ઑફિસનું બારણું બંધ હતું. દોડાદોડ કરી પણ કંઇ વળ્યું નહિ. જરા વારમાં તો ગાડીની સીટી થઇ અને તે તરત ચાલવા માંડી, જેથી બાપ દીકરો વીલે મોઢે પાછા ઘર તરફ વળ્યા. રસ્તામાં પ્રતાપે તેના બાપને પૂછ્યું, બાપા, ગાડીવાળાએ ગાડી શા માટે ઉભી ન રાખી? શું આપણને બેસવા જેટલી જગા તેમાં નહોતી? કેશવલાલે કહ્યું, ગાડીમાં માણસને બેસવાની જગા હોય કે ન હોય, પણ તેનો વખત થાય એટલે તે તરત ચાલવા માંડે. કોઇની વાટ જોવા રહે નહિ. મેં તને કાલેજ કહ્યું હતું કે તું જલદી તૈયાર થજે પણ તને ખાતાં પીતાં અને કપડાં પહેરતાં વાર લાગી. પ્રતાપરાયે કહ્યું, પણ બાપા, હું શું કરૂં! મારો કોટ ને ટોપી જડ્યાં

નહિ. ઘણી વાર શોધ્યાં, છેવટે મારી બાએ બીજાં કાઢી આપ્યાં તે પહેર્યાં તેથી મોડું થયું. કેશવલાલ કહે મેં તને ઘણી વાર કહ્યું છે કે તારે તારાં કપડાં, ચોપડીઓ વગેરે હંમેશાં ઠેકાણે મૂકવાં. તેં ઠેકાણે ન રાખ્યાં ને શોધખોળ કરવી પડી, તેથી આપણે ગાડીનો વખત ચુકયા. હવેથી યાદ રાખજે કે દરેક ચીજ ઠેકાણે રાખવી કે ઝટ જડી શકે. વળી જો ગાડીનો નિયમ કેવો છે? તારી સ્કૂલનો ટાઇમ, મારી ઑફિસનો ટાઇમ, આગબોટનો ટાઈમ વગેરે કેવા છે? તે ટાઇમ પ્રમાણે માણસો તૈયાર થઇ પહોંચી શકે છે. માટે બધું નિયમસર હોય તો સારૂં. પ્રતાપે કહ્યું, બાપા ઠીક, હવે હું હંમેશાં તે પ્રમાણે કરીશ.

---

## વાર્તા ૭ મી.

**દયાકુંવર**—બેટા મણી, તું આજે મોડી કેમ આવી? નિશાળમાં છુટ્ટી તો કયારની થઈ છે?

**મણી**—બા, આજે હું મારી એક બ્હેનપણી લક્ષ્મીનું ઘર જોવા ગઇ હતી.

**દયાકુંવર**—ત્યાં શું જોયું?

**મણી**—પાણીઆરા ઉપર મજેનાં ચળકતાં બેડાં હતાં; ઉપર છાજલી હતી; તે ઉપર લોટા અને પ્યાલાની હાર ગોઠવેલી હતી; એક બાજુએ થાળીઓ, રકાબી ને વાડકા

ગોઠવેલાં હતાં. ઓરડામાં જોયું તો પલંગ, ખુરશીઓ અને કબાટ મજેનાં ગોઠવેલાં હતાં. કબાટના કાચમાંથી જોયું તો ચોપડીઓ ગોઠવેલી હતી, તે ઉપર નામ લખેલાં હતાં. રસોડામાં જોયું તો ત્યાં મરચાં, મીઠું અને ઘી તેલના ડબાઓ, સીધી હારમાં ગોઠવેલા હતા. એક બાજુએ અનાજની નાની કોઠીઓ અને માટીનાં વાસણોની ઉતરડ ગોઠવેલી હતી. વળી કેટલાક ડબાઓ પણ હતા. તે દરેક ઉપર અનાજના નામની ચિટ્ઠીઓ ચોડેલી હતી. મારી બ્હેનપણી લક્ષ્મીએ કહ્યું કે મારા ઘરમાં જો કોઇ ચીજ રાત્રે અંધારામાં જોઈતી હોય તો તે પણ હું શોધી કાઢું છું. અમે દરરોજ રાતના આઠ વાગે જમી લઇએ છીએ. જમ્યા પછી હું, મારો ભાઇ અને મારી મા પાસેના ઓરડામાં બેસીએ છીએ. મારા બાપા સારી સારી ચોપડીઓ વાંચે છે અને અમને વાતો સમજાવે છે; તે અમે ધ્યાન દઇ સાંભળીએ છીએ, અને બરાબર દશ વાગે સૂઇ જઈએ છીએ. પછી સવારે પાંચ વાગે ઊઠી દાતણ કરી નાહી ધોઈને અમે અમારા કામે વળગીએ છીએ.

બા, લક્ષ્મીના ઘરની રીતભાત અને ગોઠવણ સારાં છે. હવેથી હું પણ આપણા ઘરની ગોઠવણ તેના જેવી રાખીશ.

# વાર્તા ૮મી.

એક વખત એક લશ્કરની ટુકડીનો અમલદાર પોતાનાં માણસો લઈ મેદાનમાં કવાયત કરાવતો હતો. કવાયતનું કામ થોડું બાકી હતું એટલામાં એક ઘોડેસવાર પોલિસ દોડતા ઘોડા ઉપર આવ્યો. તેણે તે અમલદારને કહ્યું કે આપને મોટા કમાન્ડર સાહેબ હમણાજ બોલાવે છે, જરાપણ વાર ન કરોઃ એટલું કહી તે સલામ કરી ચાલતો થયો. પાછળથી એ અમલદારે પોતાના લશ્કરના માણસોને હુકમ કર્યો કે હું જઇને પાછો આવું ત્યાં સુધી તમારે અહીંજ ઉભા રહેવું, મારા આવ્યા પછી હું તમને બાકીની કવાયત પુરી કરાવીશ. એટલું કહી તે એકદમ પોતાના ઉપરી સાહેબ પાસે જવા ચાલતો થયો અને લશ્કરની ટુકડીના માણસો ત્યાંજ ઉભા રહ્યા.

હવે એવું બન્યું કે થોડીવારમાં એકાએક આકાશમાં વરસાદની ગાજવીજ ને વીજળીના ઝબકારા થવા માંડ્યા અને તેની સાથે મુશળધાર વરસાદ પડવા લાગ્યો. વરસાદથી લશ્કરી માણસોના પોશાક લદબદ થયા. વળી ઠંડી પણ સખત હતી. આટલું દુઃખ પડવા છતાં તે માણસો પોતાની જગા છોડી એક ડગલું પણ ખસ્યા નહિ. ગએલો અમલદાર કોઈ ગુંચવણવાળા કામમાં રોકાયો, તેથી લશ્કરી માણસોને રજા આપવા આવી શક્યો નહિ. વરસાદ લગભગ

એક કલાક પડયો, પરંતુ માણસો જેમના તેમ પોતાની જગા ઉપર ઉભા રહ્યા. હવે કામ પુરૂં કરી તેમનો અમલદાર પાછો આવ્યો, ત્યારે આગળ પ્રમાણેજ તે માણસોને ઉભેલા દીઠા. આ જોઈ તે બહુ ખુશી થયો અને કહ્યું કે તમારા જેવા હિમ્મતવાન અને બહાદુર માણસોએ જે ફરજ બજાવી મારો હુકમ ઉઠાવ્યો છે, તેને માટે હું તમારા ઉપર ઘણો ખુશી થયો છું એમ કહી દરેક સિપાઇના પગારમાં પાંચ પાંચ રૂપીઆ વધારો કર્યો.

આ હુકમ ઉઠાવ્યો તે ફરજ બજાવી ગણાય.

---

## વાર્તા ૯મા.

બાપ--અરેરે! જો પરમેશ્વરે આંખો આપી હોત તો કોઇ ઠેકાણે તીરથ કરવા જાત

મા--અરે આંખોએ નથી ને પૈસાએ નથી, તીરથ તે શાનાં કરીએ!

બાપ--અરે ઘડપણના દુઃખની વાત કોણ જાણે?

મા--પ્રભુ! જો ઇશ્વરે આપણા પગ સારા રાખ્યા હોત તો પણ સારૂં થાત.

**બાપ**--હા, પણ આપણી પાસે કાંઇ પણ આધાર નથી, શું કરવું ? અફસોસ! હશે પ્રભુની મરજી !

( એટલામાં શ્રવણ આવે છે. )

**શ્રવણ**--માતા પિતા, હું આપને વંદન કરૂંછું.

**માબાપ**--ચીરંજીવ રહો બેટા શ્રવણ !

**શ્રવણ**--કેમ પિતાજી, આજે કાંઇ ઉંડા વિચારમાં છો?

**બાપ**--ના ભાઇ, વિચાર તો કાંઇજ નથી.

**શ્રવણ**--ત્યારે આજ આમ નિસાસા શા માટે નાખતા જણાઓ છો? શું મેં આપની સેવામાં કાંઈ ભૂલ કરી છે?

**મા**--નહિ ભાઇ, ભૂલ તો નથી પણ...

**શ્રવણ**--માતાજી પણ કહી કેમ અટકયાં? હું આપને મારા સોગન દઇને કહુંછું કે આપને શું દુઃખ છે તે કહો.

**બાપ**--ભાઇ શ્રવણ, અમારી ઇચ્છા કોઇ તીરથ કરવા જવાની છે, પણ શું કરવું? નથી પૈસા કે નથી પગ,-નથી આંખો કે નથી બળ.

**શ્રવણ**--ઓહો! એમાં તે શું! માબાપની મરજી સાચવવી એ પુત્રની ફરજ છે. (એમ કહી કાવડ લાવે છે અને બે બાજુએ માબાપને બેસાડી તેને ખાંધ પર ચઢાવી લઇ જાય છે. )

**માબાપ**--પુત્ર શ્રવણ, તને ધન્ય છે ધન્ય છે! જેણે માબાપની સેવા કરી એણે ઇશ્વરનીજ સેવા કરી.

**બીજા લોકો**--વાહ! શ્રવણ વાહ! તારા જેવા સુપુત્રો આ દુનિયામાં આવાં કામો કરે અને માબાપની આશીશ મેળવે. આનું નામ તે માતાપિતા પ્રત્યેની ફરજ બજાવી કહેવાય.

---

## વાર્તા ૧૦ મી.

એક દિવસ એક નિશાળના મહેતાજી પોતાના કલાસનો એક વિદ્યાર્થી જરા મોડો આવ્યો તેથી તેને પૂછવા લાગ્યા.

**મહેતાજી**—અલ્યા ઇશ્વરલાલ, તું આજે મોડો કેમ આવ્યો?

**ઇશ્વરલાલ**—સાહેબ! મેલાં અને ગંદાં કપડાં પહેરી નિશાળમાં અવાય નહિ તેથી હું કપડાં બદલવા રોકાયો હતો.

**મહેતાજી**—વહેલાં કેમ નહિ બદલ્યાં?

**ઇશ્વરલાલ**—સાહેબ, સ્કૂલના ટાઇમે હું તૈયાર થઇને આવતો હતો પણ રસ્તામાં એક કામ માટે રોકાઇ ગયો.

**મહેતાજી**—એવું તેં શું કામ કર્યું?

**ઇશ્વરલાલ**—ઘેરથી નીકળ્યો કે તરતજ વરસાદ પડયો. રસ્તામાં આવતાં જોઉં છું તો કોઇ એક ભિખારી ટાઢથી ધ્રૂજતો હતો. તે એક પગે લંગડો હતો, વળી તે રોતો

હતો. મને ઘણી દયા આવી, તેથી મેં મારા કોટ નીચેનું એક ફરાક કાઢી તેને આપ્યું. તે તેણે પહેર્યું અને ખૂબ રાજી થયો. પછી હું ઘેર જઈ બીજું ફરાક પહેરી નિશાળમાં આવ્યો.

**મહેતાજી**—શાબાશ, ઈશ્વરલાલ, એ તો તેં ઘણું સારૂં કામ કર્યું. આનું નામ તે પરોપકાર કહેવાય. જે લોકો ગરીબ માણસ ઉપર દયા ખાઇ તેને અન્ન, લુગડાં વગેરે આપે છે, તેના ઉપર પરમેશ્વર બહુ રાજી થાય છે.

---

## વાર્તા ૧૧ મી.

હરજીવન એક દિવસ નિશાળેથી છુટી ઘેર જતો હતો. રસ્તામાં તેણે એક બિલાડીને કબુતરને મોંમાં ઘાલીને દોડતી જોઈ. તે જોતાંજ હરજીવનને દયા આવી. તરત એક પથરો લઇ બિલાડીની પાછળ તે દોડયો. બિલાડી રસ્તાના એક ખુણા આગળ ભરાઇ ગઇ, તેને હરજીવને પથરો માર્યો. તે બિલાડીને થોડો વાગ્યો તો ખરો પણ તરતજ કબુતરને પડતું મૂકી દોડી ગઈ. આથી હરજીવન ઘણો રાજી થયો. તેણે તે કબુતરને ઉપાડયું અને એક ધર્માદાની જગામાં મૂકી આવ્યો. આ તેણે એક મોટું કામ કર્યું. આનું નામ તે દયા કહેવાય. કોઇપણ પ્રાણીઓને મારવાં નહિ અને તેમના ઉપર દયા રાખવી, એ ડાહ્યા અને સમજુ છોકરાનું કામ છે.

## વાર્તા ૧૨ મી.

ધનજીશા નામે એક છોકરો હતો. તેને તેના બાપે એક આનો વાપરવા આપ્યો હતો. તે બજારમાં કંઇ ખાવાનું લેવા જતો હતો. રસ્તામાં જોયું તો એક છોકરો ઉભો ઉભો રોતો હતો. ધનજીશાએ તે છોકરાને રોવાનું કારણ પૂછ્યું, ત્યારે છોકરે કહ્યું કે હું ગરીબ વિધવાનો છોકરો છું. મારી માએ મને એક પૈસો આપી ખાંડ લેવા મોકલ્યો છે. રસ્તામાં એક દોડતી ગાયની અડફટ આવતાં હું પડી ગયો. મારા પગે વાગ્યું અને મારો પૈસો પડી ગયો. ક્યાં પડયો તેની મને ખબર નથી. હવે હું ઘેર જઇશ તો મારી મા મને મારશે. એમ કહી ખૂબ રડવા લાગ્યો.

ધનજીશાને દયા આવી. પોતાની પાસે એક આની હતી, તે તેણે પાસેની એક દુકાનના વેપારીને ત્યાં જઈ વટાવી તેના પૈસા લીધા. તેમાંથી એક પૈસો તે છોકરાને આપ્યો. છોકરો રાજી થઇ અંતઃકરણથી દુવા દઈ ચાલતો થયો. ધનજીશા બાકીના પૈસાની નારંગી લઈ ઘેર આવ્યો. તેના બાપે પૂછ્યું, બેટા, શું લાવ્યો? ધનજીશાએ બનેલી સઘળી હકીકત કહી તેથી તેના બાપ ઘણા રાજી થયા, અને કહ્યું કે બેટા શાબાશ છે. તું નાની ઉમરથી આવો દયાળુ અને પરગજુ નીવડયો, તેથી મને ઘણો આનંદ થાય છે. આનું નામ તે પરોપકાર કહેવાય.

## વાર્તા ૧૩ મી.

નિશાળનો વખત થતાં વેલજી નામે એક છોકરો પાટી દફતર લઇ નિશાળે આવતો હતો. તેને એકલો જાણી બહારના કેટલાક રખડેલ છોકરા વેલજીને સતાવવા લાગ્યા. કોઈ પેન માગે, કોઇ પાઇ માગે, તો કોઇ ચોપડી માગે, અને વળી કહેતા કે જો તું નહિ આપે તો તને અહીંથી જવા નહિ દઇએ. છતાં વેલજીએ કંઈ આપ્યું નહિ, જેથી તે છોકરાઓ વેલજીને મારવા લાગ્યા, કોઈ તો પાટી દફતર ઝૂટાવવા લાગ્યા.

આ પ્રમાણે ચાલે છે એટલામાં કાસમ નામનો બહાદુર છોકરો ત્યાં આવી ચઢયો. તે વેલજીને ઓળખતો ન હતો, છતાં તેને દયા આવી, તે તેમની વચમાં પડયો. એકને કોણી અને બીજાને હડસેલો મારી દૂર કાઢ્યા અને ધમકાવ્યા, એટલે પેલા રખડેલ છોકરા નાસી ગયા. વેલજીએ કાસમનો ઉપકાર માન્યો. કાસમે આ કામ કર્યું, તેનું નામ પરોપકાર કહેવાય.

જે માણસને ઇશ્વરે બળ આપ્યું હોય તેણે પોતાના બળનો સારે રસ્તે ઉપયોગ કરવો. એવો માણસ પરગજુ અને ડાહ્યો ગણાય છે.

# વાર્તા ૧૪ મી.

એક વખતે એક ગામમાં પ્લેગની બિમારી ખૂબ ચાલી ત્યારે તેમાંના કેટલાંક સમજુ અને ડાહ્યાં માણુસો તો ગામ છોડી બહાર રહેવા ગયાં, પણ કેટલાંક અજ્ઞાન, વ્હેમી અને હઠીલાં માણુસોએ ગામ છોડયું નહિ. દેવની માનતાઓ કરી નસીબને વળગી બેસી રહ્યાં. હવે તે લોકોમાં પ્લેગનો સપાટો ચાલ્યો. તેમાં એક બિચારી નિરાધાર વિધવા સ્ત્રી અને તેનો એકનો એક આઠ વરસનો છોકરો પ્લેગમાં સપડાયાં. એક તો છેક ગરીબ અને સાથે બિમાર પડયાં તેથી કોઇ કોઇની સારવાર કરી શકે તેમ નહોતું.

પહેલે દિવસે તો કોઈ પાડોશીને ખબર પડી નહિ. બીજે દિવસે ખબર પડી, ત્યારે કેટલાંકને તેમની પાસે જતાં બીક લાગી. મહોલ્લાના નાકા ઉપર એક રજપુત રહેતો હતો, તેના ઘરના બધાં માણુસો દયાળુ અને પરોપકારી હતાં. તેને આ વાતની ખબર પડી એટલે તરત તેઓ આ બાઇને ઘેર આવ્યાં. તપાસ કરતાં જણાયું કે બાઇ બચી શકે તેમ નહોતું. પણ જો તેના છોકરાની સારવાર જલદી થાય તો તે બચે એમ જણાયું.

રજપુતે એકદમ પોતાના ખરચે ગાડી મંગાવી તેની અંદર છોકરાને સુવાડયો અને દવાખાનામાં મોકલ્યો. તેની

સાથે તે રજપુતની સ્ત્રી અને તેની એક છોડી તે છોકરાની સારવાર કરવા માટે ગયાં. આ તરફ થોડી મુદત થતાં તે છોકરાની મા મરણ પામી અને થોડા દિવસ પછી તે છોકરો સાજો થઇ દવાખાનામાંથી ઘેર આવ્યો. રજપુત અને તેના ઘરનાં માણસોએ જે આ કામ કર્યું તેનું નામ દયા અને પરોપકાર કહેવાય.

---

## વાર્તા ૧૫ મી.

**મહેતાજી**—જુઓ બાળકો, આ ઝાડ ઉપર કેટલાં બધાં પંખીઓ બેઠેલાં છે? તેઓ પોતાની બોલીમાં કેવી મીઠી મીઠી વાતો કરે છે? જાણે કે પંખીઓની નાત ભેગી થઈ હોયની!

**મૂલજી**—હા સાહેબ, તેમાં આ મોટો પંખી તો જાણે તે નાતનો પટેલ હોયની! એવો દેખાય છે.

**મહેતાજી**—હા, એ બીજાંને સમજાવે છે અને કહે છે કે આપણે સંપથી આનંદ કરીએ છીએ. જુઓ જુઓ, એ મોટો પંખી ઉડચો.

**છોકરા**—હા, હા.

**ગીરધર**—અરે આતો બધાંય ઉડવા મંડ્યાં. એ ઉડીને કયાં જશે?

**મહેતાજી**—તેઓ પાસેના વનમાં ફળ, ફૂલ અને અનાજનાં તૂલ ખાવા ગયાં. ખાઇને બાકીનો ખોરાક બચ્ચાં માટે લાવશે. નદીમાં નાહશે, પાણી પીશે અને પાછાં રાતે પોતાના માળામાં આવી સૂઇ જશે.

**જુસબ**—ખરેખર, આ જાત તો બહુ સંપવાળી છે.

**મહેતાજી**—કેમ નહિ! તમારે પણ તેમના જેવા સંપીલા થવું જોઇએ. સંપ વડે અઘરાં કામો સહેલાં થાય છે, આબરૂ વધે છે અને પૈસા મળે છે.

---

## વાર્તા ૧૬ મી.

જેશંકરના બાપે નવું ઘર બંધાવ્યું. પહેલે દિવસે જેશંકર તેમાં રહેવા ગયો. તે ભીંતો, બારી, બારણાં વગેરે ધારી ધારીને જોવા લાગ્યો જોઇને તે એક હિંચોળા ઉપર જઈ બેઠો. તેટલામાં કાંઇક અવાજ સાંભળ્યો આસપાસ જોયું તો જેશંકરે કાંઇ દીઠું નહિ વળી ફરી અવાજ થયો, એટલે જેશંકરે કાન દઈ સાંભળવા માંડયું.

**રેતી**--હું પહેલાં પત્થર સાથે રહેતી હતી. વરસાદના સપાટા પત્થર ઉપર પડતાં તેના નાના પથરા થયા. તેઓ કોઈ કોઈ વાર વરસાદની સાથે કૂદતા ઘણા ઘસાયા ત્યારે

મારે તેમાંથી છુટું થવું પડયું. હું પહેલાં નદી કે દરીઆમાં હતી. લોકો મને ગાડામાં ઘાલી અહીં લાવ્યા. ચુના સાથે મારો સંબંધ કર્યો અને અમારા વડે આખી ભીંત ચણાઇ.

**જેશંકર**—વાહ! રેતી બ્હેન, તમે તો મારા ઘરના કામમાં ખૂબ મદદ કરી. પણ હવે હું ચુનાભાઇની હકીકત જાણવા માગુંછું.

**ચુનો**--ભાઈ, અમે કાંકરાઓ સાથે મજા કરતા હતા. એક વખત એક માણસ આવ્યો તેને લોકો ચુનારો કહેતા. તેણે કાંકરાને પકડી ભઠ્ઠીમાં નાખ્યા. દેવતા આગળ અમારૂં શું જોર! કાંકરાનો ચુનો થઇ હું અહીં આવ્યો.

**જેશંકર**—હશે ભાઇ, ભલે આવ્યા: ફીકર નહિ તમે મારે ત્યાં સુખી થશો.

**માટી**—વહાલા ભાઇ, સાંભળ, હજી હું બાકી છું. મારા વિના તારી ભીંત ચણાવાની નહોતી. હું પહેલાં ખાણમાં હતી. એક દિવસ કેટલાંક માણસો ગધેડાં લઇ મારે ત્યાં આવ્યાં મેં જાણ્યું કે તેઓ મને મળવા આવે છે....

**જેશંકર**--કેમ અટકી પડયાં, બોલોની?

**માટી**—અરે શું બોલું! મુવા મળે શું? આવતાની સાથે તો મુવા મને કોદાળી વડે ખોદવા લાગ્યા. ખોદતાની સાથે

મને તો ટોપલામાં ભરી ગધેડાની ગુણી ઉપર પછાડી. મેં જાણ્યું કે હશે, ખેર! બહારની હવા તો ખાઇશું?

જેશંકર—માટી બ્હેન એ તો ઠીક થયું હો!

માટી—અરે ઠીક તે શું થયું? સાંભળો તો ખરા! મુવા કુંભારે મને પાણી તો પાયું, પણ તરતજ ખૂંદવા લાગ્યો. ખૂંદી ખૂંદીને મને તો ગારા જેવી બનાવી.

જેશંકર—આહાહાહા! તમારી વાત તો રમુજ વાળી છે!

માટી—હજુ સાંભળ. કુંભારે ગારાના લોંદા લઇ ચાક ઉપર ચઢાવવા માંડ્યા. મેં જાણ્યું કે ઠીક થયું, ચગડોળે બેસવાનું મળશે. પણ શું મળે? તે લોંદાનાં તો કોડીઆં, કુલડીઓ, ઘડા વગેરે બનાવવા માંડ્યાં. તેને જુદાં રાખ્યાં, સુકાયા પછી તેમને ભઠ્ઠીમાં નાખ્યાં ને ખૂબ પકવ્યાં એટલે અમે કેટલાંક જુદાં પડ્યાં.

જેશંકર—ત્યારે બીજા લોંદાનું શું થયું?

માટી—બીજા લોંદા લઈ એક પેટી જેવા ખોખામાં ભર્યા. તે સુકાયા પછી ભઠ્ઠીમાં પકવ્યા. તે જગાને ઇંટવાડો કહેતા. મારૂં નામ ઈંટ. હું માટીની બનેલી છું અને મારી મદદથી આ તારી આખી ભીંત ચણાઇ. હું ઘર બાંધવામાં બહુ કામ આવું છું.

જેશંકર—વાહ! માટી, પત્થર, રેતી, ચુનો વગેરે કેવાં એક સંપવાળાં છે? જો તેઓએ સંપ કર્યો તો મારૂં આખું ઘર બંધાયું.

---

## વાર્તા ૧૭મી.

રણછોડ નિશાળેથી છુટ્યા પછી રોજ તેના મામાની દુકાને જતો. તેના મામા તેને કોઈ કોઇ વખતે મેવો, ગાંઠીઆ અથવા બીજું કંઈ ખાવાનું અપાવતા તે લઈ રણછોડ ઘેર આવતો, અને તેની માને બતાવી પછી તે ખાતો. એક દિવસ રણછોડે ખાવાનું પડીકુ છોડયું અને તે ઉપર વીટેલો સુતરનો દોરો તોડી ફેંકી દીધો. તે તેની માએ જોયું, જેથી તે કહેવા લાગી. રણછોડ તારે તે દોરો તોડી ફેંકી દેવો નહિ, પણ હવેથી એવા દોરા ભેગા કરી તારે રોજ આ ખીંટીએ ભરાવવા. રણછોડે કહ્યું: એ દોરા હવે તે શું કામમાં આવશે? ત્યારે માએ કહ્યું કે તે હુ તને હવે પછી બતાવીશ.

હવે રણછોડ રોજ પડીકું છોડી માના કહેવા પ્રમાણે દોરા ખીંટીએ ભરાવતો. આમ કરતાં કેટલેક દિવસે ખીંટી ઉપર દોરાનો મોટો જથો ભેગો થયો. એક દિવસ રણછોડની માએ તેને બોલાવી પાસે બેસાડયો. ખીંટી ઉપરથી દોરાનો જાડો જથો લીધો અને તેમાંથી કેટલાક પગને અંગુઠે ઘાલી

તેને વણ્યા, તો એક લાંબી અને નાની દોરી થઇ. એવી કેટલીક દોરીઓ ભેગી કરી વણી, તો તેની એક જાડી દોરી થઇ. તે રણછોડને આપી કહ્યું, લે ભાઇ, તું આ દોરી તોડ. રણછોડથી દોરી તૂટી નહિ. અને હાથ ઉપર કાપા પડ્યા. પછી માએ કહ્યું કે જો ભાઇ, આવા ઘણા દોરાની આવી એક જાડી દોરી બની તે સંપ કહેવાય. તું એક તાંતણો તોડીને રોજ ફેંકી દેતો. પણ હવે તેની એવી દોરી થઇ કે તે તારાથી તૂટી નહિ. વળી દોરા ફેંકી ન દેતાં મેં તેનો ઉપયોગ કર્યો તે કરકસર કહેવાય.

---

## વાર્તા ૧૮મી.

એક છોકરો પોતાની મા જોડે તળાવે નહાવા ગયો. તેની મા કપડાં ધોતી હતી અને છોકરો તેનાથી જરા દુર એક પથરા ઉપર બેસી નહાતો હતો. પથરાની કોર ઉપર લીલ બાઝેલી હતી. છોકરો ઉભો થવા ગયો, એટલે તેનો પગ લપસી ગયો અને તે તળાવના પાણીમાં પડી ગયો. ધબાકો થતાં તેની માએ જાણ્યું કે મારો છોકરો પાણીમાં પડયો એટલે તે ગભરાઇને બૂમેબૂમ પાડી રોવા લાગી. આવોરે, કોઈ આવો, મારા છોકરાને કોઇ કાઢો, કાઢો. એટલામાં ત્યાં એક ભરવાડ બકરાંને પાણી પાવા આવ્યો.

તે આ બૂમ સાંભળતાંજ એકદમ પહેરેલાં લુગડાં સહિત તરત પાણીમાં પડયો. ડુબકી મારી થોડીવારમાં તે છોકરા ની ચોટલી પકડી તેણે તેને પાણીમાંથી બહાર કાઢયો અને તરતજ તે છોકરાના બે પગ ઝાલીને ગોળ કુદડી ફરવા લાગ્યો. થોડીવાર એમ કર્યા પછી તે ઉભો રહ્યો; તેથી તે છોકરાએ ઉલટી કરી પીધેલું પાણી બહાર કાઢી નાખ્યું. પોતાની પાસે એક ધાબળો હતો, તેમાં તે છોકરાને ભરવાડે સુવાડયો. થોડીવારે તે છોકરામાં ભાન આવ્યું. તેની મા બહુ રાજી થઈ અને ભરવાડનો પાડ માન્યો. આ ભરવાડે જે કામ કર્યું તેનું નામ સમયસુચકતા અને પરોપકાર કહેવાય.

---

## વાર્તા ૧૯ મી.

ચંચળ નામે એક છોડી હતી. તે રાત્રે દીવા સામે બેસીને વાંકી વળીને વાંચતી હતી. તેના માથાના વાળની લટો ખુલ્લી હતી. એકદમ દીવાની ઝાળ તેને લાગી એટલે માથાના વાળ સળગવા લાગ્યા. ઓય માડીરે, માડી, એમ કહી ગભરાઇને ચંચળ બૂમ પાડવા લાગી. જેથી તેની મા રસોડામાંથી એકા-એક દોડી આવી. ચંચળના વાળ ભડભડ સળગતા હતા. તે જોઇને તરતજ એક જાડા લુગડાની પછેડી લઇ ચંચળને માથે

વીટી દબાવી દીધી. થોડી વારે લુગડું લઇ લીધું. ઝાળ બુઝાઇ ગઇ અને ચંચળ બચી. તેના માથાના વાળ બળી ગયા અને માથે દાઝી. તેની માએ તેના માથે ચુનાનું પાણી અને તેલ ચોપડ્યાં. તેથી કેટલેક દિવસે તેને આરામ થયો. પછી માએ ચંચળને કહ્યું, બેટા હવે પછી તારે કદી પણ દીવાની સામે બેસી વાંકું વળીને વાંચવું નહિ. દીવો પીઠ તરફ રાખવો. વાંકાં વળીને વાંચવાથી છાતીમાં હવા જતી બંધ થાય, અને એથી માંદા પડીએ; વળી વાળની લટો કદી પણ ખુલ્લી રાખવી નહિ. ચંચળને બળતી બચાવી, તે તેની માએ સમયસુચકતા વાપરી કહેવાય. જો તેની માએ તે વખતે ગભરાઇને કાંઇપણ ઉપાય ન કર્યો હોત તો ચંચળનું આખું શરીર સળગી જાત.

---

## વાર્તા ૨૦મી.

એક ગાડીવાળો ગાડું હાંકી બીજે ગામ જતો હતો. રસ્તામાં ચીકણો કાદવ આવ્યો. તેમાં ગાડાનું પૈડું ખૂચી ગયું. તેથી તે નીચે ઉતરીને પોકેપોક મૂકીને રડવા લાગ્યો કોઇ વટેમાર્ગુ તે રસ્તે થઇને જતો હતો. તે ગાડીવાળાને રોતો સાંભળીને તેની પાસે આવ્યો, અને બોલ્યો ભલા માણસ ! આમ રોવાથી તારૂં શું વળશે ? ઊઠ, ઉભો થા, એક

હાથમાં રાસ પરોણો ઝાલ, અને બીજા હાથથી પૈડાંને હડસેલ. હું પણ તને મદદ કરૂં છું. ગાડાવાળાએ તે પ્રમાણે કર્યું, એટલે પૈડું બહાર નીકળ્યું. તે રાજી થયો, અને વટેમાર્ગુનો ઉપકાર માન્યો. પછી વટેમાર્ગુએ ગાડાવાળાને કહ્યું, કે જે માણસ નસીબ ઉપર હાથ મૂકીને રડે છે, તેને ઇશ્વર મદદ કરતો નથી, પણ મહેનત કરે અને પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખે તેને બધું મળે છે. આનું નામ તે ઉદ્યોગ કહેવાય. વટેમાર્ગુ ગાડીવાળાને ઓળખતો ન હતો છતાં તેને સારી શિખામણ આપી મદદ કરી, તે તેણે પરોપકાર કર્યો ગણાય.

---

## વાર્તા ૨૧ મી.

કોઇ એક ગામમાં એક કુંભાર રહેતો હતો. તેને એકજ છોકરો હતો. તે એક વખતે માંદો પડયો. માંદો શા કારણથી પડયો, તે તેને ખબર પડી નહિ. દિવસે દિવસે તેનો મંદવાડ વધતો ગયો, એટલે તેણે પીરની માનતા કરી બાધા રાખી. ભુવાને બોલાવી દાણા જોવરાવ્યા. કોઇ કહે કે એને વળગાડ છે, કોઈ કહે કે કાંઇ કારણ છે, કોઇ કહે કે એને દેવ-દુઃખ છે આમ જુદા જુદા માણસોએ આવી કહેવા માંડયું, પણ છોકરાને આરામ થાય નહિ અંતે કુંભાર ઘણો ગભરાયો. તેની

નજીક એક ડાહ્યો પાડોશી રહેતો હતો. તેને કુંભારે આ વાત કરી. તે પાડોશી ભલો અને પરગજુ હતો. તેણે કુંભારને સમજાવી કહ્યું, ભાઈ, તમારા છોકરાને મંદવાડ થવાનું ખરૂં કારણ શોધતા નથી, ને બીજાં ફાંફાં મારી દેવદેવીની માનતાઓ કરી બીજાને દોષ દો તે ઠીક નહિ. ચાલો, હું તમને એક મારા ઓળખીતા ડાકટર પાસે લઈ જાઉં. તેની તમારા છોકરાને દવા કરાવો, અને તે કહે તે પ્રમાણે કરો, એટલે ઝટ આરામ થશે.

કુંભાર ગામડાનો અભણ અને વ્હેમી હતો તેણે કહ્યું ના ભાઈ, મારે ડાકટરની દવા કરવી નથી. અમે કોઇ દિવસ ડાકટરની દવા ઘરમાં ઘાલતા નથી. ડાકટર કાંઇ પરમેશ્વર નથી. ત્યારે પાડોશીએ કહ્યું, ભાઈ, તમે એવી ખોટી હઠ ન કરો. તમે ઇશ્વર ઉપર વિશ્વાસ રાખો, અને દવા કરો. તમારો છોકરો જલદી સાજો થશે. આવી રીતે ઘણું ઘણું કરીને કુંભારને સમજાવ્યો, ત્યારે તે માંડ માંડ સમજ્યો. તેણે હા કહી એટલે તેનો પાડોશી તરત ડાકટરને તેડી લાવ્યો. ડાકટરે આવી છોકરાને તપાસ્યો, તો તેને ભયંકર મંદવાડ માલમ પડયો. તરત દવા આપવી શરૂ કરી. તેનું ઘર ગંદું હતું તે તેમના કહેવા પ્રમાણે ચુના વડે ધોળાવ્યું. કપડાં વગેરે બદલી નાખ્યાં. કેટલાંક તડકે સુકાવા દીધાં.

આવી રીતે લગભગ એક મહીનો દવા કરી; ત્યારે તે છોકરો બચ્યો.

આ ઉપરથી સમજવું કે મંદવાડ આવે કે તરત તેને દૂર કરવાના ઉપાય લેવા, પણ ખોટા વહેમ અને નસીબ ઉપર હાથ રાખી બેસી રહેવું નહિ. પાડોશીએ કુંભારને જે શિખામણ આપી, તે પરોપકાર કર્યો ગણાય. વળી સમજવું કે કોઇ પણ માણસની શિખામણ ઉપર ધ્યાન રાખી તે પ્રમાણે ચાલવું તે ડાહ્યા માણસનું કામ છે.

---

## વાર્તા ૨૨ મી.

એક છોકરો હતો. તેનાં માબાપ થોડી ઘણી મિલ્કત મૂકી મરી ગયાં. તે છોકરો જોઇએ તેટલું ભણ્યો ન હતો, ફક્ત થોડું ઘણું વાંચતાં લખતાં આવડતું હતું. તેણે કેટલીક મુદત સુધી પોતાના બાપની મિલ્કત બેઠાં બેઠાં ખાધી. આ વખતે તેની ઉમર આશરે ચૌદ વરસની હતી. હવે બાપની મિલ્કત પુરી થવા આવી, એટલે ઘર, દાગીના અને કેટલીક કીમતી ચીજો વગેરે વેચી ખાઇ ગયો. હવે શું કરવું તેની તેને ફીકર થવા લાગી અને તે દિવસે દિવસે ગભરાવા લાગ્યો, એક રાત્રે તે સૂતો હતો, તેને સૂતાં સૂતાં

વિચાર થયો કે અરેરે! હવે મારે શું કરવું ને શું ખાવું? એમ વિચાર કરતાં રોઇ પડયો. ખૂબ રોઇને થાકયો એટલે તે ઊંઘી ગયો. તેને એક સ્વપ્નું આવ્યું. તેમાં જાણે તેને કોઇ એક પુરુષે આવીને કહ્યું: છોકરા, તું તારા બાપની સઘળી મિલ્કત બેઠાં બેઠાં ખાઈ ગયો; આગળ શું થશે તેનો તેં જરાપણ વિચાર કર્યો નહિ. જો તેં આજ સુધીમાં થોડું ઘણું કામ કરી તારૂં ગુજરાન ચલાવ્યું હોત, તો તારા બાપની મિલ્કત પડી રહેત અને તું સુખી થાત. હવે તું જરા મોટો થયો. તને હવે પસ્તાવો થાય છે, પણ ગભરાઇને આમ રોવા-થી તારૂં કાંઇ વળશે નહિ. તું સવારમાં વહેલો ઊઠ, ઇશ્વરને યાદ કર, પછી તું બજારે જા, ત્યાં તને કોઇ વેપારી મળશે, તે તને તેની દુકાનમાં રાખશે, તેમના કહેવા પ્રમાણે તું દુકાનનું કામ કરજે. ખૂબ મહેનત કરજે અને દીલ સાફ રાખજે. હું તને મદદ કરીશ. આ સાંભળતામાં તે છોકરાની આંખ ઉઘડી ગઈ. આ આવેલો પુરુષ ઉદ્યોગ હતો. તેના કહેવા પ્રમાણે તે છોકરે કર્યું, એટલે તે સુખી થયો.

જે માણસ નાનપણથી મોજશોખમાં પોતાનો પૈસો ઉડાવી દે છે, તે અંતે દુ:ખી થાય છે. ઉદ્યોગ કર્યા વગર પૈસો અને સુખનાં સાધનો મળી શકતાં નથી.

## વાર્તા ૨૩ મી.

છોકરો—કીડીબાઈ, કીડીબાઇ, શું લઇ જાઓ છો?

કીડી—દાણા.

છોકરો—આટલા બધા દાણાને શું કરશો?

કીડી—ભરી રાખીશું.

છોકરો—શું! ભરીને વેચશો?

કીડી—ના, ખાણુમાં ભરીશું ને પછી નિરાંતે ખાઈશું.

છોકરો—અરે શું તમે મારી મશ્કરી કરો છો? તમો તો ન્હાનાં ખાવું થોડું ને ભરવું ઘણું. એમ તે હોય?

કીડી—તારે જોવું હોય તો ચાલ મારી સાથે. (બન્ને થોડે દૂર જાય છે.)

કીડી—આ પથરો અને ઢેકું ઉપાડી અંદર જો. (તે પ્રમાણે જોતાં છોકરે અનાજનો ઢગલો દીઠો.)

છોકરો—ઓહોહોહો! આટલા બધા દાણા! કીડીબાઇ માફ કરજો, તમારી વાત ખરી છે.

કીડી—ભાઇ, અમારી જાત ઉદ્યોગી અને મહેનતુ છે. ચોમાસુ આવતા પહેલાં અમે આ પ્રમાણે કણ ભરી રાખીએ છીએ. ને પછી અમે અમારા કુટુંબ સાથે હળીમળીને ખાઇએ છીએ. અમારી જાત નાની છતાં બહુ વિચારવાળી છે. તું નાનો છે, હાલ તો તારે ભણવાનો વખત છે, માટે તું ભણવાનો ઉદ્યોગ કર. તેથી તારામાં અક્કલ હોશિયારી આવશે અને તું સુખી થઇશ.

---

## વાર્તા ૨૪ મી.

વિનયચંદ્ર નામે એક છોકરો હતો. તે એક દિવસ દરીઆ કિનારે ફરવા ગયો ત્યાં તેણે કેટલીક આગબોટો દીઠી. કોઇમાં માલ ચઢતો અને કોઈમાંથી માલ ઉતરતો હતો. વિનયચંદ્રમાં બુદ્ધિ અને વિચાર શક્તિ સારાં હતાં. તેને કાંઇ વિશેષ જોવાની ઇચ્છા થઈ. કાંઠે કાંઠે ચાલ્યો જાય છે, તો એક આગબોટમાં અનાજના સંખ્યાબંધ કોથળાઓ ભરાતા જોયા, હવે તેણે વિચાર કર્યો કે હું આવો મોટો વેપાર કરૂં અને બીજા દેશ સાથે માલની લેવડદેવડ કરૂં; પણ મારી પાસે પૈસા નથી.

વિનયચંદ્રના બાપ એક સાધારણ માણસ હતા. તે કોઇ વેપારીને ત્યાં નામું લખવાની નોકરી કરતા હતા અને તેમાંથી

જે મળતું તે વડે ઘરનું ગુજરાન ચલાવતા. હવે વિનયચંદ્રને તો મોટો શેઠ બનવાની ઈચ્છા થઇ. તેણે ઘેર આવી પોતાની ઈચ્છા તેના બાપને જણાવી કહ્યું, કે હું પ્રથમ અનાજની વખારમાં કામ કરવા જાઉં છું. બાપ પણ જાણતા હતા કે હવે વિનયચંદ્ર ક્યાંઈક ઠેકાણે પડી રળતો કમાતો થાય તો સારૂં. બાપે તેને રજા આપી. બીજે દિવસે વિનય અનાજની વખારમાં ગયો. ત્યાં પહેલાં તો તે ગુણીઓ શીવવાનું કામ શીખ્યો અને પોતાના કામ સાથે તેણે બીજા કામમાં પણ જીવ ઘાલ્યો. તેનામાં વિવેક અને સભ્યતાના ગુણ હતા. તેથી તે વખારના બધા માણસોને વહાલો લાગતો. ગુણીઓ શીવતાં તેને તોલ માપનું કામ આવડી ગયું. આગળ જતાં માલ પારખવાની શક્તિ આવી અને અનાજના ભાવ-તાલની ખબર પડી. તે ઝાઝું ભણ્યો ન હતો. તો પણ ધીમે ધીમે તે થોડી મુદતમાં હોશિયાર બન્યો. તેની હોશિયારી. બુદ્ધિ અને ચપળતા જોઇ ત્યાંના વેપારીએ તેને પોતાનો ભાગીઓ ઠરાવ્યો. તેમાં તેણે લાખો રૂપીઆ પેદા કર્યા. જે માણસ ઉદ્યોગી છે તે ધારેલાં કામો સહેલાઇથી કરી શકે છે. વિનયચંદ્રમાં નામ જેવા ગુણો હતા, તેથી તે વગર પૈસે મોટો વેપારી બન્યો. માટે દરેક માણસે ઉદ્યોગ કરવામાં બુદ્ધિ અને વિનય રાખવાં જોઇએ, કેમકે તેથી સુખી થવાય છે.

## વાર્તા ૨૫ મી.

છોટુ એક દિવસ તેના મામાની સાથે એક સોનીની દુકાને બેઠો હતો. તેટલામાં એક મજુર જેવો માણસ હાથમાં નાની સુપડી અને ઝાડુ લઇને આવ્યો. તેણે આવી સોનીને પૂછ્યું, શેઠ કાકા, દુકાન આગળથી ઝાડુ કાઢવા દેશો? સોનીએ કહ્યું હા. આઠ આના લઇશ. ઝાડુવાળાએ તે કબુલ કર્યું અને ઝાડુ લઇ વાળવા બેઠે. છોટુ તો આ જોઇ વિચારમાં પડયો. તેનાથી રહેવાયું નહિ. ત્યારે તેણે તેના મામાને પૂછયું, મામા, એક તો ઝાડુ કાઢે ને વળી ઉપર પૈસા આપે એવું તે હોય? ત્યારે મામાએ કહ્યું, ભાઈ છોટુ, તું હમણા જોઇશ કે આ મજુર ધૂળમાંથી શું કાઢે છે! હવે મજુરે આસપાસની ધૂળ વાળી એકઠી કરી, ઝટ સુપડીમાં નાખી ઝાટકવા અને ચાળણી વડે ચાળવા બેઠો. અંતે તેમાંથી સોનાના નાના ત્રણ રવા અને કેટલીક રૂપાની કણીઓ કાઢી તે સોનીને આપી. સોનીએ તેનો તોલ કરી હિસાબ કર્યો, તો દોઢ રૂપીઆનો માલ થયો. તેમાંથી સોનીને આઠ આના આપી બાકીનું નાણું ઝટ વારમાં ખીસામાં ઘાલી મજુર ચાલતો થયો. પછી છોટુના મામાએ કહ્યું, જોયું છોટુ, માણસો ધૂળમાંથી સોનું કાઢે છે, તે આનું નામ. જે માણસ ઉદ્યોગ કરે છે તે કયાંઈ ભૂખે મરતો નથી.

## વાર્તા ૨૬ મી.

ધનુના બાપા તેને રોજ પૈસો આપતા, તે તે રોજ વાપરી નાખતો. એક દિવસ તેના બાપે તેને પૈસો આપ્યો, તે લઇ તે બજારે ખાવાનું લેવા જતો હતો. રસ્તામાં તે પૈસાને ધારી ધારીને જોવા લાગ્યો. એટલામાં પૈસો બોલી ઉઠયોઃ ધનુભાઈ, તું મને રોજ ઉડાવે છે તો ભલે, પણ તું મને છેક નજીવો ગણીશ નહિ. મારા જેવા ઘણા ભાઇઓને તું એકઠા કરીશ, તો તે તને આગળ ઉપર મદદ કરશે. પૈસા વડે તું દુનિયાનાં સારાં સારાં કામો કરી આબરૂ મેળવીશ. હું મારી માતા ખણુદેવીના પેટથી પેદા થયો છું. બહાર આવ્યા પછી લોકોએ મારી સારી ખબર લીધી છે. મારો આકાર, છાપ અને રંગ જોઈ નાનું છોકરૂં પણ ખુશી થઈ મને ઝટ દઇને પકડે છે. આ વાત સાંભળી ધનુ ખુશ થઇ ગયો. તે દિવસેથી તેણે પૈસાની શિખામણ માની તેને વાપર્યા નહિ, અને પોતાની એક પેટીમાં રાખી મૂકવા લાગ્યો. આવી રીતે રોજના નિયમ પ્રમાણે તેના બાપ તરફથી મળેલા પૈસા તેણે રાખી મૂકયા. પછી એ મોટો થયો એટલામાં તો એની પેટીમાં ઘણા પૈસા એકઠા થયા. આથી તે સુખી થયો. આનું નામ તે કરકસર કહેવાય. જે માણસ નાનપણથી કરકસર કરતાં શીખે છે, તે આગળ જતાં સુખી થાય છે.

## વાર્તા ૨૭ મી.

એક ખેડુત હતો. તે મહેનતુ પણ બેદરકાર હતો, તેથી તે નજીવી બાબત ઉપર ધ્યાન આપતો નહિ. પોતના ખેતરમાં પાક તૈયાર થયો એટલે રોજેરોજ તેની લણુણી કરી ડુંડાં ગાડામાં ભરી ખળામાં નાખતો. હવે જે કપડાંમાં ડુંડાં ભરી ગાડામાં નાખતો તે કપડામાં કેટલાંક નાનાં મોટાં કાણાં હતાં તેની તેણે દરકાર કરી નહિ જેથી રસ્તામાં ચાલતાં ગાડાના ખડખડાટથી તેમાંનાં એક પછી એક એમ ડુંડાં રસ્તામાં વેરાતાં ગયાં.

હવે એક મજુરની છોડી ત્યાં થઇને જતી હતી. તેણે ઠેકાણે ઠેકાણે ડુંડાંને રસ્તામાં વેરાએલાં જોયાં. આ ડુંડાં કયા ખેડુતનાં હશે તેની તેને ખબર ન હતી જેથી તે રોજ રસ્તામાં વેરાએલાં ડુંડાં વીણીને પોતાના ખોળામાં ભરી ઘેર આવતી. આ પ્રમાણે લણુણી પુરી થતા સુધી ચાલ્યું. ત્યારે તે છોડીના ઘરમાં ડુંડાંનો મોટો ઢગલો થયો. તેમાંનાં દાણા છુટા કરી તે દાણાનો તેના ઘરના માણસોએ બે મહીના સુધી ઉપયોગ કર્યો. ખેડુતે પોતાના કામની દરકાર રાખી હોત અને કપડાંનાં કાણાં સંધાવી પછી તેમાં ડુંડાં ભર્યાં હોત, તો આટલું નુકસાન થાત નહિ. ખેડુતની આ બેદરકારી કહેવાય અને છોડીએ કરેલી તે કરકસર કહેવાય.

## વાર્તા ૨૮ મી.

ત્રંબકલાલ તેના બાપ સાથે બજારે જતો હતો. રસ્તામાં તેણે કેટલાક મજુરોને માથે ભાર ઉપાડી જોશભેર દોડતા જોયા. ત્રંબકલાલને નવાઈ લાગી, તેથી તે તેના બાપને પૂછવા લાગ્યોઃ બાપા, આ લોકોથી આવડી ગુણી કેમ ઉપડી હશે? શું તે આપણા કરતાં વધારે ખોરાક ખાતા હશે?

**બાપ**--ના ભાઇ, તેમ નથી. આપણે તો ઘી, દૂધ, સાકર, માખણ અને ઘઉં જેવો મજબુત ખોરાક ખાઇએ છીએ, પણ તેઓ તો જુવાર, બાજરી અને વખતેજ ઘઉં ખાય છે. તેમને ઘી દૂધ તો મળેજ ક્યાંથી? છતાં તેઓ આવા મજબુત છે, તેનું કારણ એ છે કે તે લોકો સવારથી સાંજ સુધી સખત મહેનત કરે છે. મહેનત એ એક કસરત છે. તેથી હાથ, પગ અને છાતી વગેરે મજબુત થાય છે. કામ કરવાથી ભૂખ સારી લાગે છે, ભૂખથી સાધારણ ખોરાક પણ તેઓ ચપાટી જાય છે. દિવસની મહેનત અને થાકથી તેઓને રાતના ઊંઘ સારી આવે છે, અને સવારે પાછા કામ કરવાને તૈયાર થાય છે.

**ત્રંબકલાલ**—ત્યારે બાપા, આપણાથી તેમના જેવા મજબુત કેમ થવાય?

બાપ—આપણે હંમેશાં કસરત કરવાની ટેવ રાખવી જોઇએ વળી સવાર સાંજ બહાર ખુલ્લી હવામાં ફરવું જોઇએ. તારી નિશાળમાં કસરત કરવાની જગા છે, ત્યાં મેદાનમાં તારે રોજ કસરત કરવી. રોજ દોડવું, કૂદવું, ખેલવું, ઠેકવું, ને હીંચવું. વળી ગેડી દડા જેવી રમતો રમવાથી શરીર મજબુત થાય છે. જો તું તે પ્રમાણે કરીશ તો તારૂં શરીર પણ તેઓના જેવું મજબુત અને બળવાન થશે. તું લાંબો વખત જીવીશ, અને બીજાંઓને પણ એવી સલાહ આપી શકીશ. એથી તારૂં ભલું થશે.

---

## વાર્તા ૨૯મી.

મહેતાજી—છોકરાઓ, કાલે બપોરે મેં તમને છુટ્ટી આપી, તે વખતે મીનોચેરને કોઇનો પથરો વાગેલો છે. જુઓ, તે આજ માથા ઉપર પાટો બાંધીને આવેલો છે. તે ઉપર હજુ લોહીના ડાઘ પડેલા જણાય છે. તેને કોણે પથરો માર્યો, તે નક્કી કહી શકાતું નથી. તમે મારા વિશ્વાસુ અને સાચા બાળકો છો. હું આશા રાખું છું, કે તેને જેનો પથરો વાગેલો છે, તે છોકરો મારી પાસે આવી કબુલ કરશે.

(એટલામાં ગોકળ નામનો છોકરો ધીમે ધીમે આવે છે.)

**ગોકળ**--સાહેબ, મીનોચેરને મારો પથરો વાગેલો છે. મેં જાણી જોઇને માર્યો નથી. અમે પથરાની આંટ રમતા હતા. મારો ઘા જરા આડો જવાથી તેને પથરો વાગેલો છે. સાહેબ, એટલી મારી કસુર થઈ છે, મને આપ માફ કરશો.

**મહેતાજી**—( ઉભા થઇને શાબાશી આપતાં ) શાબાશ! ગોકળ, શાબાશ!! જો કે કામ તારાથી ખોટું થયું છે, પણ તું સાચું બોલ્યો એથી મને ઘણો આનંદ થયો છે. મીનોચેર, તું ગરીબ છે. દવા કરવાને તારી પાસે પૈસા નથી. લે આ આઠ આના, તું તારા માથાની દવા કરાવજે. ( મીનોચેર લેતો નથી. )

**મીનોચેર**—સાહેબ, માફ કરજો, મારે પૈસા જોઇતા નથી. મારા પાડોશમાં એક ડાકટર રહે છે, તેઓ ભલા અને દયાળુ છે, તેમણે મને દવા કરી પાટો બાંધ્યો છે. મને ગોકળે પથરો જાણી જોઇને માર્યો નથી.

**મહેતાજી**—વાહ! મીનોચેર, તારાં હું કેટલાં વખાણ કરૂં! તારા બોલવાથી મને ઘણોજ આનંદ થયો. જો તારા જેવા છોકરા બધી નિશાળોમાં હોય તો કેવું સારૂં?

છોકરાઓ જુઓ, આ મીનોચેર કેટલો બધો નિખાલસ દીલનો છે. તેણે પૈસા લીધા નહિ અને ગોકળને પણ માફી આપી.

હવેથી તમારે કોઇને વાગી જાય એવી રમત રમવી નહિ. આ બે છોકરા ઉપર આજે મને ઘણો સંતોષ થયો છે.

આ ઉપરથી સમજવું કે ગોકળમાં ધીરજ અને સાચું બોલવાના ગુણ છે. મીનોચેરમાં નિખાલસપણાનો ગુણ છે. ડાકટરે તેને પાટો બાંધી દવા કરી તે તેનું પરગજુપણું કહેવાય.

---

## વાર્તા ૩૦મી.

**ભાનુપ્રસાદ**—બાપા, આજે અમારા મહેતાજી સાહેબે અમને ત્રણ વાગ્યા પછી એક હૉલમાં ભેગા કરી સારી સારી વાતો કહી હતી.

**બાપ**—શું વાતો કહી? તને એકે યાદ રહી?

**ભાનુ**—હા, પહેલાંતો કહ્યું કે તમે આ નિશાળમાં જુદી જુદી જાતના છોકરાઓ ભણવા આવો છો. તમે ભેગા મળી ભણો છો, કૂદો છો, ખેલો છો અને આનંદ કરો છો એથી હું ઘણો ખુશી થાઉં છું.

**બાપ**—પછી બીજું શું કહ્યું?

**ભાનુ**—બીજું એ કહ્યું કે હવેથી તમે બધા દર અઠવાડીએ ભેગા થજો. તે વખતે હું તમારામાંથી એક છોકરાને

વાતો બોલવા ઉભો કરીશ. તેમાં નંબર પ્રમાણે મારો વારો પણ આવશે.

**બાપ**—ભાઇ, તારો વારો આવશે ત્યારે તું શું બોલીશ?

**ભાનુ**—સાંભળો બાપા, હું આટલું બોલીશ.

આપણે બધાં એકજ પરમેશ્વર પિતાનાં બનાવેલાં છીએ. માટે આપણે પશુ, પંખી અને માણસો ઉપર દયા રાખવી અને એકબીજાંને મદદ કરવી.

**બાપ**—ઠીક ભાઇ, બીજું?

**ભાનુ**—વળી બીજું એ કહીશ કે, આપણે હંમેશાં મોટાંને માન આપવું, માબાપની આજ્ઞા પાળવી અને આપણે એકબીજાએ પ્રેમ અને સંપથી રહેવું.

**બાપ**—વાહ ભાઈ, હજુ કાંઇ વધારે બોલીશ?

**ભાનુ**—હંમેશાં સારી સોબત કરવી, સારૂં અને ખરૂં બોલવું, ભણવામાં ચાલાક થવું, ખાવાપીવામાં નિયમ રાખવો અને પરમેશ્વરની ખરા દિલથી રોજ ભક્તિ કરવી. એટલું બોલીને હું બેસી જઇશ.

**બાપ**—ભાઈ, તારૂં બોલવું મને ઘણું સારૂં લાગે છે. આવી રીતે તું બોલતાં શીખીશ તો આગળ ઉપર મોટો થયા પછી તું સારાં સારાં ભાષણો કરતાં શીખીશ અને એ ભાષણ સાંભળનારને લાભકારક થશે.

# વાર્તા ૩૧ મી.

**રામમોહન**—મોટાભાઇ, ગઇ કાલે આપણે મેળાવડામાં ગયા, ત્યાં બેઠા પછી એક દોડતી ઘોડાગાડી આવી, તે ગાડીની પાછળ ઘોડા ઉપર બેઠેલા કોઇ પોલિસ હતા. ગાડીમાંથી કોઈ એક સાહેબ નીચે ઉતર્યા. આપણા પોશાકથી તેમનો પોશાક જુદો હતો. તેઓ સાહેબ અંદર આવ્યા એટલે આપણે બધાએ ઉભા થઇ તેમને સલામ કરી, કહો મોટા ભાઇ, એ કોણ હશે?

**મોટાભાઈ**—ભાઇ એ સાહેબ અંગ્રેજ હતા તેઓ આપણા ઉપર રાજ ચલાવે છે. તેમનું રાજ આપણા દેશ ઉપર થયા પછી દેશમાંથી લડાઈ ટંટા દૂર થયા છે, લોકો સંપ અને ઉદ્યોગથી રહે છે, વિદ્યા કળાનો વધારો થયો છે, ઠેકાણે ઠેકાણે સુખનાં સાધનો થયાં છે, એકબીજા લોકો છૂટથી હરેફરે છે, તેમના આવ્યા પછી રેલવે, આગબોટ વગેરે વેપાર અને મુસાફરીનાં સાધનો વધ્યાં છે, અને આપણા દેશનાં માણસોને બધી વાતે સુખ શાંતિ થઈ છે.

**રામમોહન**—એવું આગળ નહોતું?

**મોટાભાઇ**—ના ભાઈ, નહોતું.

**રામમોહન**—મોટાભાઇ, એટલું બધું એ લોકો અહીં શી રીતે લાવ્યા?

**મોટાભાઇ**—તેમની અક્કલ હોશિયારીથી. તેમની અક્કલ વિષે તું આગળ ભણીશ ત્યારે બધું તારા જાણવામાં અને સમજવામાં આવશે.

**રામમોહન**—પણ તેમનાં કપડાં અને બોલી તો આપણાથી જુદાં છે. તેઓ કયા દેશના હશે?

**મોટાભાઈ**--એવા સાહેબ લોકોનો દેશ વિલાયત છે. તે દેશ અહીંથી ઘણે દૂર અને દરીઆપાર છે. વળી તેઓ દયાવાળા અને ન્યાયી છે.

**રામમોહન**--મોટાભાઇ તે તો ઘણા સારા હો!

**મોટાભાઈ**--હા. આપણે તેમના તરફ માન રાખવું જોઇએ, અને તેમનું રાજ આપણા ઉપર લાંબો વખત રહે એવી આપણે પરમેશ્વર પાસે રોજ પ્રાર્થના કરવી જોઇએ.

---

## વાર્તા ૩૨ મી.

**મહેતાજી**--ચંદ્રશંકર, તું હમણા ત્રણ દિવસથી ગેરહાજર હતો, આજે મોડો આવ્યો. તારૂં મોં રોવા જેવું કેમ દેખાય છે?

**ચંદ્રશંકર**--સાહેબ, મને માફ કરજો. હું સચું બોલીશ. મારા બાપા બહાર ગામ ગયા હતા, એટલે મને ઘેર

રહેવાની મરજી થઇ. મારી મા કાંઇ બોલી નહિ હું ત્રણ દિવસ ઘેર રહ્યો જેથી નિશાળે આવતાં મારો પગ જરા ભારે થયો. મારા બાપા આજ સવારે આવ્યા. તેમને મારી નિશાળની ગેરહાજરીની ખબર પડી, એટલે મારા પર ગુસ્સો કરી ધમકાવીને મને તરત નિશાળે મોકલ્યો.

**મહેતાજી**--એ તો તારા બાપાએ ઠીક કર્યું છે.કરાં આડાં ચાલે તો માબાપે તેમને યોગ્ય શિક્ષા કરવીજ જોઇએ.

**ચંદ્રશંકર**--સાહેબ, એમાં એમણે શું ઠીક કર્યું ? મારી માએ તો આજ સુધીમાં મારા પર કોઇ પણ દિવસ ગુસ્સો કર્યો નથી.

**મહેતાજી**--સાંભળ, મા કંઇ કહે નહિ અને કદાચ બાપ ઠપકો આપી શિક્ષા કરે, તો તેથી તારા બાપનું હેત ઓછું છે એમ કહેવાય નહિ. ચાલો, આજે હું તેનો ખુલાસો આપણા વર્ગમાં તમારા મોઢેથીજ કરાવું છું. તમે બધા ઉભા થઇ બહાર ચોકમાં આવો.

( સર્વ કલાસના છોકરાઓ બહાર આવે છે. )

**મહેતાજી**--બોલ ચંદ્રશંકર. આકાશમાં આ શું છે ?

**ચંદ્રશંકર**--સાહેબ, એ તો સુરજ છે.

**મહેતાજી**--છોકરાઓ, તમે બધા એ સુરજની સામે એકી નજરે જોઇ રહો.

( થોડીવાર જોતાં આંખમાં ઝળઝળીઆં આવે છે. )

**મહંમદ**—સાહેબ, મારી આંખમાં તો પાણી આવ્યાં. હવે અમારાથી સુરજ સામે ઝાઝીવાર જોઇ શકાશે નહિ.

**મહેતાજી**--સારૂં, ચુનીલાલ, તેં ચંદ્રમા જોયો છે?

**ચુનીલાલ**--હા સાહેબ, પણ તે તો રાતના અજવાળું આપે છે.

**મહેતાજી**--હા અજવાળું આપે છે. તેના સામે તમે કોઇ દિવસ એકી નજરે જુઓ છો?

**મનસુખ**--હાજી, મારા ઘરની અગાસી ઉપર હું ગઇ કાલે રાત્રે બેઠો હતો, ત્યાં મેં ચંદ્રમાને ઘણીવાર ધારી ધારીને જોયો પણ મારી આંખમાં પાણી ન આવ્યાં. એથી તો જાણે આંખને ઠંડક લાગતી હતી.

**મહેતાજી**--સાંભળો, ત્યારે ચંદ્ર છે એમ મા છે, અને સુરજ છે એમ બાપ છે. માનું હેત ઠંડું અને બાપનું હેત ગરમ છે. મા એકલી તમારૂં જોઇએ તેવું પોષણ કરી શકતી નથી. પણ બાપ બિચારો મહેનત કરીને રખડી રવડીને પૈસા લાવીને તમને પાળે છે. સારાં કપડાં, સારો ખોરાક અને વાપરવાના પૈસા એ સૌ તમને તમારા બાપ તરફથી મળે છે.

સુરજની ગરમી વડે નદી, તળાવ. અને દરીઆના પાણીની વરાળ થાય છે. તેનાં વાદળાં બંધાય છે અને વાદળાંમાંથી વરસાદ આવે છે. જો વરસાદ ન આવે તો માણુસ ઢોર વગેરે મરી જાય. ફળ, ફૂલ અને વનસ્પતિ થાય નહિ અને દુકાળ પડે. આ ઉપરથી તમે સમજ્યા હશો કે આપણા ઉપર મા અને બાપનું હેત સરખુંજ છે. બાપ જે કંઇ કહે તે તમારા ફાયદા માટેજ છે. હવે આકાશ સંબંધી બીજી એક વાત હું તમને કાલે કહીશ.

---

## વાર્તા ૩૩ મી.

**જમનાદાસ**--સાહેબ, આપે કાલે અમને આકાશ સંબંધી બીજી એક વાત કરવા કહ્યું હતું તે કહોની?

**મહેતાજી**--હા ભાઇ, પહેલાં આપણે આપણા દરરોજના નિયમ પ્રમાણે એક ઇશ્વર સ્તુતિ બોલીએ.

(ઇશ્વર સ્તુતિ કર્યા પછી.)

**મહેતાજી**--બોલ, જગજીવન, આકાશમાં તારા કેટલા હશે?

**જગજીવન**--સાહેબ, મેં એક વખત આકાશમાં રાતના તારા ગણવા માંડ્યા, પણ તે ગણતાં ગણાયા નહિ એટલા બધા હતા.

**મહેતાજી**—આકાશમાં તારા ઘણા છે. અંધારી રાતે તે ઘણા દેખાય છે, છતાં પણ અજવાળું આપતા નથી, પણ અજવાળું તો ફક્ત એક ચંદ્રમાજ આપે છે. હવે એ ઉપરથી હું તમને સમજાવું છું કે કોઇ માબાપને પેટ ચાર પાંચ છોકરાં થયાં હોય, પણ જો તે માબાપની ઘડપણમાં સેવા ચાકરી કરે નહિ, તેમની આજ્ઞા પાળે નહિ અને દુનિયાનાં સારાં સારાં કામો કરે નહિ તો તેમને આકાશના તારા જેવા સમજવા. જો કે તારા તો કાંઇક પણ કામના છે. ઇશ્વરે આ દુનિયામાં કોઇપણ ચીજ નકામી બનાવી નથી. ફક્ત હું તો તમને આ એક શિખામણ માટે સમજાવું છું. હવે જો બાપને પેટ માત્ર એકજ છોકરો હોય ને તે માબાપની સારી રીતે ચાકરી કરે, તેમની આજ્ઞા પાળે અને દુનિયાનાં સારાં સારાં કામો કરી સૌની આશીશ મેળવે, તો તેને ચંદ્ર સમાન જાણવો. સુરજ દિવસે અજવાળું આપે છે, આખી દુનિયાનો તેના ઉપર આધાર છે, અને તે એકજ છતાં દુનિયાને ઘણો ફાયદો કરે છે, તેવીજ રીતે ચંદ્રમાને પણ સમજવો.

## વાર્તા ૩૪ મી.

દયાશંકરના બાપ દવાખાનામાં નોકર હતા. એક વખત દયાશંકરને પગે ગુમડું થયું, ત્યારે તેનો પગ ધોવા સારૂ તેના બાપ દવાખાનામાંથી વાદળીનો એક કકડો લાવ્યા. દયાશંકર તે કકડો હાથમાં લઇ બોલ્યો, ઓહો, આતો ફૂલ જેવો હલકો છે!

બાપ--"હા, હવે જોજે" એમ કહી તે વાદળીનો કકડો ગરમ પાણીમાં નાખ્યો. એટલે તે કકડો થોડીવારમાં બધું પાણી ચૂસી ગયો. બાપે કહ્યું, હવે તે કકડાને તું પાણી-માંથી ઉપાડ. દયાશંકરે તે ઉપાડયો, ત્યારે તે ભારે અને પાણીથી લદબદ થએલો માલમ પડયો. દયાશંકરે તેના બાપને પૂછયું, બાપા, આનું કારણ શું હશે?

બાપ—તારી પરીક્ષા હમણાજ ગઈ છે. તારે વરસાદનો પાઠ ચાલશે ત્યારે તને તારા મહેતાજી સાહેબ તે વિષે સારી રીતે સમજાવશે. સાંભળ, હું તને તેની થોડી હકીકત કહું છું. એમ કહી તે ઘરમાં ગયા અને ચુલા ઉપરથી ઉકળતા પાણીની એક તપેલી લાવ્યા. તેનું ઢાંકણું ઉઘા-ડયું, તો તેમાંથી વરાળના ગોટા નીકળતા દયાશંકરે જોયા. તેણે પૂછયું, બાપા, આ ધુમાડા શાના હશે? બાપે કહ્યું, ભાઇ, છાણાં લાકડાં બળે તેમાંથી જે કાળાશ

જેવું નીકળે તેને ધુમાડો કહે છે. પણ આ તો પાણીમાંથી નીકળતી વરાળ કહેવાય. જો તે હવે ઉંચે આકાશમાં ઉડી જાય છે ને દેખાતી પણ નથી. આકાશમાં ઉંચે એવી ઘણીજ વરાળ ભેગી થાય ત્યારે વાદળાં રૂપે દેખાય છે. વાદળાં આકાશમાં દોડતાં તેં જોયાં છે. એવાં વાદળાં જ્યારે ખૂબ ભેગાં થઈને ટાઢાં પડે, ત્યારે વરસાદ રૂપે જમીન ઉપર પડે છે.

---

## ધાતુઓનો સંવાદ.

૧ છોકરો હાથમાં સોનાની વીંટી લઇ બોલે છેઃ

મારી મોટાઈ આખી દુનિયામાં કેટલી બધી છે? મારો ભાવ કેવો સખત છે? ખાસ પૈસાદાર હોય તેજ મને ખરીદ કરે છે. જેના ઘરમાં હું રહું છું, તે માણસની આબરૂ ગણાય છે. મને લોકો ખાસ કરીને પેટી પટારામાં જતન કરીને રાખે છે, અને મારી ખીજમત ઉઠાવે છે. મારા સિક્કાને પૌંડ કે ગીની કહે છે.

૨ રૂપાની વીંટી યા છેડો લઇને—

જુઓ ભાઈ, સોનાથી ઉતરતો નંબર મારોજ છે. હું પણ પૈસાદાર લોકોને ત્યાંજ રહું છું. નાણું, દાગીના એ સર્વે મારી આબરૂ છે. મારા સિક્કાને રૂપીઓ, અડધો, પાવલી અને બેઆની કહે છે.

૩ તાંબાનો કકડો લઇને—

ભાઈ, મારો નંબર ત્રીજો છે. મારા વિના લોકો પાણી વગેરે શી રીતે ભરે? દરેક માણસના ઘરમાં હું તો રહુંજ. ઘરમાં પેસતાંજ પ્રથમ લોકો મારી શોભા જુએ છે અને વખાણ કરે છે. બેઢાં, તાસકો વગેરે મારાંજ બને છે. મારા સિક્કાને પાઇ, પૈસો અને ઢબુ કહે છે.

૪ પિત્તળનો કકડો લઇને—

ભાઈ, મારો અને તાંબાનો નંબર સરખોજ છે. ખાવાપીવાને માટે લોકો મારા વિના અટકી પડે છે. વાડકા, લોટા, થાળીઓ વગેરે મારાંજ બને છે.

૫ જસત, કલાઇ વગેરે—

પતરાં, રેલવેના તાર, ડબ્બા વગેરે અમારી મદદ થીજ બને છે. અમે કોઇવાર સોના રૂપાને પણ મદદ કરીએ છીએ.

૬ લોઢું, હથોડી લઇને—

બસ ભાઈઓ બસ, આપણે બધાં એકજ માથી પેદા થએલાં છીએ. છતાં સૌ સૌની બડાઇ શા માટે હાંકો છો? પ્રથમ કહો તો ખરા કે તમને બધાંને ખાણમાંથી કોણે કાઢ્યાં? મારા હાથનો માર ખાઇ ખાઇને તમે

બધાં પાંસરાં થયાં છો. તમારા વિના તો ચાલે પણ મારા વિના તો એક ઘડી પણ ચાલે નહિ જેવી રીતે લોકોને મારો બધે ખપ છે, તેવીજ રીતે હું થોડે પૈસે જ્યાં હોય ત્યાં મળી શકું છું. બોલો ત્યારે હવે સૌમાં મોટું કોણ?

**બધાં**--તું, તું, ભાઇ તું.

---

ગીત--ભારત ભૂમિના વીર બાળક એ રાગ.

સકળ સૃષ્ટિનાં કામ નામથી તું લોઢું પંકાય,
ખરે હા તું લોઢું પંકાય.
તાંબુ, રૂપું. જસત્ત, સોનું, મોંઘા ભાવ, મળે બહુ થોડું,
દેશ વિદેશી કામ તું, હુન્નર હામનું નામ તું.... .... સકળ૦
સેવા સૌની હરનીશ કર તું, જુજ દામથી મળે રખડતું,
ખેતીકારનાં કામ તું, ખેતરમાં નંખાય તું.... .... સકળ૦

---

ગીત—તમે અમે જુદાં નથી એ રાગ.

હળી મળી સૌ આજ આપણે, નાણાને કર ધરશું
સૌ નાણાને કર ધરશું
એક બીજાને અવલંબીને સફાઇ સારી કરશું.
આ એક આનો છે મુજ પાસે, બાર પાઇનો મળી બને છે;
આ નાણાને ઢબુ કહે છે.

ત્રણ પાઇથી બનશે પૈસો, હિસાબ સાથે ગણશું
સૌ હિસાબ૦-એક૦
એક રૂપીઓ લઇ વટાવું, આઠ બેઆની લઇને આવું;
ચાર પાવલી તને બતાવું,
બે અડધાને સોળજ આના, લઇ ઘર પાછાં ફરશું
સૌ લઇ ઘર૦-એક૦
સોના નાણું સૌથી સારૂં, પૈંડ ગીનીનું નામ રૂપાળું;
પંદર રૂપીઆ ગણી બતાવું.
સકળ ધાતુને સંઘરવા સૌ, ખનીજ ખાણે જઇશું
સૌ ખનીજ૦-એક૦

---

## છોડ, વેલા અને ઝાડનો સંવાદ.

છોકરો—છોડનું ડ્રોઇંગ લઇને—

ભાઇઓ સાંભળો, અમારી જાત ઘણી મોટી થતી નથી, જેથી નાનાં બચ્ચાંની માફક અમને લોકો છોડ કહે છે. અમારા વિના કોઇપણ પ્રાણી જીવી શકતું નથી. જુવાર, બાજરો, ઘઉં, કપાસ વગેરે અમારી જાતો ઘણી ઉપયોગી છે તે સિવાય ભીંડા, મરચી, રીંગણી, ગુવાર, વગેરે અમારી જાતો શાકભાજીના કામમાં આવે છે. અમને વધતાં થોડી મુદત

લાગે છે અમે મૂળીઆં વડે જમીનનો રસ કસ ચૂસીએ છીએ.

વેલા—અમારાં બી જમીનમાં વાવ્યા પછી અમે છોડની માફક ઉભા રહેતા નથી, પણ ભોંય પર લાંબા થઇને સૂઈ રહેવાનું તથા ઝાડ કે છાપરા પર ચઢવાનું અમને બહુ ગમે છે. તુરીઆં, ચીભડાં, ગલકી, અને કોહળું વગેરે અમારી જાતો શાકભાજીના કામમાં આવે છે. ચંપેલી અને જુઇ વગેરે અમારાં સુગંધીદાર ફૂલો માણસને ખુશ કરે છે. અમે પણ મૂળીઆં વડે જમીનનો રસ કસ ચૂસીએ છીએ.

ઝાડ—હરેક વનસ્પતિમાં હું ઘણું ઉપયોગી છું. મારા વિના વરસાદ આવતો નથી. માણસો તથા પક્ષીઓ મારાં ફળ, ખાય છે. માળા બાંધે છે. મને કોઈ મારે છે, કાપે છે, પાંદડાં તોડે છે, તો પણ હું સૌને ઉપકાર કરી વિસામો આપું છું. મારા વિના કોઈપણ જગા સુંદર લાગતી નથી. મારાં લાકડાં ઈમારતો બાંધવાના તથા બાળવાના કામમાં આવે છે. આંબો, બોરડી, બદામ, વડ, પીંપળો. જામ. બાવળ, નાળિએરી અને ગુંદો વગેરે અમારી જાતો ઘણી ઉપયોગી છે. જ્યારે અમે નાના હતા ત્યારે અમને લોકો છોડ કહેતા. હવે મોટાં વધ્યા

પછી અમને લોકો ઝાડ કહે છે. અમને વધતાં ઘણી મુદ્દત લાગે છે. અમે પણ મૂળીઆં વડે જમીનનો રસ કસ ચૂસીએ છીએ.

**ખેડુત**--કોદાળી લઇને—

ભાઇઓ, નાહક બડાઈ શા માટે હાંકો છો! જ્યારે હું જમીનં ખેડી ખાતર પુરી તમારાં બી વાવું છું, પાણી પાઉં છું, અને નાનાં બચ્ચાંની માફક તમને ઉછેરૂં છું, ત્યારે તમે મોટાં થાઓ છો અને જીવી શકો છો. મારી જાત પ્રથમથીજ મહેનતુ છે, ઠંડી, ગરમી અને વરસાદમાં પણ હું સખત મહેનત કરૂં છું. મારા ઉપર આખી દુનિયાનો આધાર છે. મારા વિના કોઈપણ પ્રાણી જીવી શકતું નથી. બોલો ત્યારે તમારે ખરેખરી ગરજ કોની?

**સૌ**—તારી, ભાઈ, તારી.

---

## ગીત—માઢ રાગ.

ખેડુત તું ખેતીકાર, જગના જીવનના આધાર,
ખંત ધરીને ખેડે ખેતર, પુરે ખાતર નીર;
રાત દિવસ તું રહે નિરોગી, મહેનતુ બળધીર....
મહેનતુ૦...જગના૦....ખેડુત તું૦

સંતોષી સાદો ને સરલો, નિર્દોષી તું મંન;
ધાન્ય, ઘાસ ફળ નીપજાવીને, ગુજારતો જીવંન....
ગુજારતો૦....જગના૦...ખેડુત તું૦

---

## ઝાડ અને શરીરના અવયવોનો સંબંધ.

૧ છોકરો બોલે છે:

ઝાડ મૂળીઆં વડે ટટાર ઉભું રહે છે,
તો હું મારા પગ વડે ટટાર ઉભો રહું છું.
ઝાડને થડ, ડાળાં અને ડાળીઓ છે,
તો મારે છાતી હાથ અને તેની આંગળીઓ છે.
ઝાડ મૂળ વડે રસ કસ ચૂસે છે,
તો હુ મારા મોઢા વડે ખાઉં પીઉં છું.
ઝાડની છાલ ખરબચડી છે,
તો મારી ચામડી લીસી છે.
ઝાડ પાંદડાં વડે શ્વાસ લે છે,
તો હું મારા નાક વડે શ્વાસ લઉં છું.
ઝાડને ફૂલ અને ફળ આવે છે,
તો હું ફૂલ જેવા મીઠા બોલ બોલું છું.

ઝાડનાં લાકડાં ઇમારત બાંધવા અને બાળવાના કામમાં આવે છે,
તો માણુસ મરી ગયા પછી તેનાં ભલાં કામોની
યાદગીરી રહે છે.

---

## બાળ ખેલ—ગાયનું પીકચર લઇને.

૧ મારી પાસે ગાય છે, ૨ એને ચાર પગ છે.
૩ પાછળ એક પુછડું છે. ૪ એ પુછને હલાવે છે.
૫ માખી મચ્છર ઉડે છે.

૧ એને ઘાસ ભાવે છે. ૨ લીલું સુકું ખાય છે
૩ પેટ ભરીને જાય છે. ૪ અંતે એ ધરાય છે.
૫ પાણી પી વાગોળે છે

૧ એનું દૂધ સારૂં છે. ૨ મીઠું ને મજાનું છે.
૩ દહીં માખણ ઘી થાય છે. ૪ બચ્ચાં બચ બચ ધાવે છે.
૫ ભેં ભેં કરી બોલાવે છે

---

## ગાયનું ગીત—("ખાલી દમામ" એ ઇંગ્લિશ ઢબ પ્રમાણે.)

સુંદર ગાય, વહાલી તું માય,
મીઠાં મીઠાં દૂધ દેતી સદાય;
દધી જમાય, છાશ બનાય,
માખણ ઘી જન હોંસથી ખાય.

ચારે પગે ખરી શોભંતી ચાર,
સુંદર શીંગ વળેલાં સોહાય;
માખી મચ્છર તુજ અંગ સતાય,
પૂછ હલાવી હઠાવે તું માય.

શીર હલાય, ચાલંતી જાય,
દેખી લીલું ઘાસ હોંસથી ખાય.... .... સુંદર૦
છે સુત તારો બહુ બળકાય;
ખેતર ખેડી અનાજ પકાય.

ગાડી ધરી ખાંધ દૂર પળાય,
જન તન રક્ષણ કરતો સદાય;
એવી તું માય છે સુખદાય,
અનહદ ગુણ ગણ્યા ન ગણાય.... .... સુંદર૦

---

## બાળ ખેલ—પશુ પક્ષીઓના સંવાદ અને મુકાબલા.

(પિકચરો લઇને ડ્રિલ સાથે બોલે છે.)

**બધા**—લઇને આ સૌ ચિત્રો સાથે, આનંદે અવલોકો આજે. (૨)

**કાગડો**—ચતુર કાગડો હું છું કાળો, બહુ ચેતીને ચાલું;
મને મારવા જો મન ધારે, ફડાક દઇને ઉડું ... લઇને૦

## પહેલા ભાગની એક પુરવણી.

આ પુસ્તકના પહેલા ભાગના છેવટના ભાગમાં પૃષ્ઠ ૫૯ મે ગાયના પિકચર ઉપર ગાવાનું ગીત ઉપયોગમાં લેવાય, તેથી અગાઉ તેને લગતા પ્રસંગના સૂચનની આવશ્યકતા પ્રત્યક્ષ જણાઇ આવે છે, એમ ધારી વાચક વર્ગને નીચે જણાવ્યા મુજબ પ્રસંગ એ ગીતની પહેલાં યોજી લેવાને પ્રાર્થના કરૂં છું:—

---

### વાર્તા ૩૫ મી.

એક દિવસ સાંજના પાંચ વાગ્યા પછી એક નિશાળના પહેલા ધોરણના ચાર છોકરાઓ સંપ અને પ્રેમની વાતો કરતા કરતા પોતાને ઘેર જતા હતા, તે વખતે તેઓએ કોઇ ડાઘીઆ કુતરાને એક ગાયની પાછળ ભસતો અને દોડતો જોયો.

ગાય બિચારી બીકની મારી પુછડું ઊંચું લઇને ગભરાતી નાસતી હતી. આ જોઇને તે છોકરાઓને બહુ દયા આવી. રસ્તાપર એક બાજુ પથરા પડ્યા હતા, તેમાંથી દરેકે બબ્બે ત્રણ ત્રણ ઉપાડ્યા અને હિંમતથી કુતરાની પાછળ દોડ્યા. છોકરાઓને પથરાઓ સાથે પોતાની પાછળ દોડી આવતા

જોઇને કુતરો ગાય તરફ ધસવું છોડી દઇ પુછડી સંતાડતો સંતાડતો બીજી તરફ નાસી ગયો.

ગાય જાણે રાજી થઈ હોય તેમ છોકરાઓ તરફ પ્રેમની નજરે જોતી જોતી તેના ધણીને ઘેર ગઇ.

છોકરાઓએ ઘેર જઇ આ વાત તેમના માબાપને અને બીજે દિવસે નિશાળમાં પોતાના શિક્ષકને કહી માબાપે તેમના દયા ભરેલા કામથી રાજી થઇને તેમને ઘરમાંથી ગાયનું મીઠું મીઠું દૂધ ખવરાવ્યું અને શિક્ષકે શાબાશી આપી ગાયનું નીચલું ગીત શિખવ્યું:—

(અહીં બાળ ખેલ—ગાયનું પીકચર લઇને–એ જોડી દેવું)



બગડેલું ગંધેલું એઠું, એ સૌ મુજને ભાવે;
લાંબી ચાંચે જમતો જુઠાં, કો નહિ ઘરમાં ઘાલે....લઇને૦

**પોપટ**—પોપટજી પંડિત કહાવું, લીલા રંગે જાણો;
વાંકી ચાંચ વળેલી સુંદર, ગળે કાંઠલો કાળો.... લઇને૦
બે આગળ બે પાછળ મારાં, ફળ મરચાં હું ખાતો;
પ્રીત કરીને પાળે અમને, ગીત રામનાં ગાતો....લઇને૦

**ઘેટું**—ગરીબ જાતનું ઘેટું કા'વું, ઠંડીમાં હું રહેતું;
અંગ ઢાંકવા ઊન તણા સૌ, શાલ દુશાલા લેતું....લઇને૦
જાડા પગ ટુંકી ખરીએ જો, ડુંગર ચઢવા ધારૂં;
ભારે ડીલથી ખાવા દોડું, તડાક ગબડી જાઉં.... લઇને૦

**બકરૂં**—ગુણકર દૂધ ઘણું છે મારૂં, માંદાં બાળક ખાયે;
કંદ મૂળ ભાજીને પાલો, એ સૌ અમને ભાવે....લઇને૦
પાતળ પગ સીધા જોરાવર, ઠરતા પત્થર ઘાટે;
આછા વાળ ને ઉંચા શીંગો, ગરીબ અમને રાખે....
લઇને૦

**ગાય**—પશુ જાતમાં હું છું ખપની, દૂધ દહીં સૌ ખાવે;
ઝરર ઝૈડકા કરી વલોણું, માખણ કરીને તાવે....લઇને૦

ઘાસપાન ખાતી જંગલમાં, પરોપકારને કરવા;
વ્હાલાં બાળક રહે વખૂટાં, જગ જનને શું પરવા!....
લઇને૦

પંખીઓ—ઈંડાં સેવું માળા બાંધું, ઝાડ છાપરે સારા;
ફડફડ પાંખ કરી સૈ ઉડે, એ પંખીના ચાળા....લઇને૦
પશુ જાત ચારે પગ ચાલે, ખરી પૂછડાં વાળી;
બચ્ચાં આવે બચ બચ ધાવે, રમ્યા રમત સૈ સારી....
લઇને૦



# નીતિ શિક્ષક

યાને

# બાળકોનો ફૂલહાર.

---

## ભાગ ૨ જો.

---

### વાર્તા ૧ લી.

મહેતાજી—વ્હાલાં બાળકો, પાછલી વાતો તમે વાંચી ગયાં છો હવે એ ઉપરાંત તમને કાંઇ વધારે શીખવવાની મારી ઇચ્છા છે, તો પહેલાં કેળવણી એટલે શું અને ખરૂં ભણ્યા ક્યારે કહેવાય તે વિષે હું તમને જરા સમજાવું છું.

કુદરત તમને નાનપણથી કેળવણીના સંસ્કારો આપે છે. જ્યારે તમે નાનાં હતાં, ત્યારે તમે તમારી માતાની ગોદ મૂકીને દૂર ખસતાં ન હતાં. એથી તમે મોટાં થયાં ત્યારે જરા હાલવા ચાલવા માંડયું અને શેરી ઝાંપે દોડતાં શીખ્યાં. હવે તમે તમારાં માબાપથી છુટાં પડી આ નિશાળમાં છ સાત

કલાક ભણવા સારૂ આવો છો. આગળ ઉપર તમે આ ગામ છોડી બીજી શાળામાં બહારગામ ભણવા જશો અને છેલ્લે તમે ત્યાં ભણ્યા પછી વ્યવહારી કામમાં કુશળ બનવા ભાગ્યશાળી થશો. જો આ પ્રમાણે તમારી શક્તિઓને પુરેપુરી કેળવવામાં આવે તો આ દેશનાં બધાં બાળકો અને ભવિષ્યની પ્રજા મહાન્ ભાગ્યશાળી થાય. પણ અફસોસ! આ દેશના કેટલાક કઢંગા વ્યવહારિક રીતરિવાજો તથા બાળલગ્ન, ખોટા વહેમ, નાત જાત ને ધર્મ સંબંધી કેટલીક ગેરસમજુતીઓ વગેરે એવા કામમાં આડ આવે છે. જો તમને એવી જાતનાં વાતાવરણથી દૂર રાખવામાં આવે અને તમારા મગજ ઉપર ચોક્કસ મુદ્દત સુધી વિદ્યા કળા સિવાય બીજો બે જો મૂકવામાં ન આવે તોજ તમે તમારા કાર્યમાં ફળીભૂત થઈ શકો. નામદાર બ્રિટિશ સરકારનું રાજ આ દેશ ઉપર થયા પછી પ્રજાને કેળવવા માટે તે અનેક પ્રયત્નો કરે છે. જો લોકો પુરેપુરો લાભ સમજીને કેળવણી લે તો ખરેખર ભાવી પ્રજા ઉદ્યોગી નીવડે.

હાલ તો થોડી ઘણી દેશી ભાષાનું વાંચવા લખવાનું જ્ઞાન થયું, ચાર એ બી. સી. ડી. આવડી એટલે ઝટ નોકરી શોધવા નીકળે છે અને મોટા વેપારી બનવાની ઇચ્છા રાખે છે. આવા ઉછરતા જુવાનીઆઓ હાલમાં જ્યાં ત્યાં જોવામાં આવે છે.

તે ભલે પૈસા કમાય પણ તેમને કેળવણી પામેલા ગણવા એ તો ખરેખર ભૂલ ભરેલુંજ છે. કેળવણીનો ખરો અર્થ તો એજ છે કે પોતાની વિચાર શક્તિ વડે નીતિમાન, ડાહ્યા, વિવેકી, દયાળુ અને પરગજુ થવું, દેશ અને પરદેશના વ્યાપાર ઉદ્યોગ અને બીજી કેટલીક વ્યવહારિક બાબતોનું અવલોકન કરવું, તેમાંથી મળી આવતા ફાયદા જાણી તે મેળવવા પ્રયત્ન કરવો, નવનવા હુન્નર ઉદ્યોગનું અવલોકન કરી તેની ખીલવણી કરવી અને દેશની સેવા કરવી. વળી પોતાની જ્ઞાતિ, કુટુંબ અને મિત્ર પ્રત્યે પોતાની અમુલ્ય ફરજો બજાવવી; જે માણસમાં આટલા ગુણ હોય તેજ ખરો કેળવણી પામેલો મનુષ્ય અને લાયક શેહેરી ગણાય. કહેવત છે કે "અધુરો ઘડો છલકાય" એ પ્રમાણે અધુરી કેલવણીવાળો માણસ કોઇપણ દિવસ ભલાં કામો કરી પોતાની સંપૂર્ણ ફરજ બજાવી શકવાનો નથી. તે તો માત્ર પેટ ભરવામાં અને સ્વાર્થ સાધવામાં કુશળતા મેળવી કેળવણીનો આડંબર કરશે. માટે દરેક બાળકે સમજવું જોઇએ કે આ વિદ્યાભ્યાસ કરવાનો અમૂલ્ય વખત ફરીફરીને આવશે નહિ. જેઓ નાનપણથી વખત ગુમાવી આળસુ થઇ બેસી રહે છે તેઓ ખરેખર આગળ જતાં દુઃખી થાય છે, માટે દરેક બાળકે પુરેપુરી કેળવણી લેવા તન મનથી પ્રયાસ કરવો.

# વાર્તા ૨ જી.

માધવ અને ગોવિંદ નામે બે છોકરા હતા. માધવ ગરીબ હતો. તેનો બાપ તેને નાનપણમાં બે વરસનો મૂકીને ગુજરી ગયા હતા, જેથી માધવની મા ઘરમાં ભરવા શીવવા અને ગુંથવાનું કામ કરી તે વડે પોતાના ઘરનું ગુજરાન ચલાવતી. તે બાઇ થોડુંક ભણેલી હતી, જેથી નવરાશના વખતમાં સારાં સારાં પુસ્તકો વાંચતી અને માધવને શિખામણ આપતી. તે બાઇનો સ્વભાવ સારો હતો. આ વખતે માધવની ઉંમર માત્ર છ વરસની હતી. માધવ હંમેશાં નિશાળે જતો અને વર્ગમાં ઉપર નંબર રાખતો. સૌ છોકરા સાથે હેતથી રહેતો જેથી તે મહેતાજીને પણ વહાલો લાગતો.

ગોવિંદ એ એક પૈસાદાર વેપારીનો છોકરો હતો. તેનો બાપ પરદેશમાં વેપાર કરતો. ગોવિંદ અને માધવ બન્ને એકજ નિશાળમાં ભણતા. ગોવિંદ પૈસાદારનો છોકરો હતો જેથી સૌ તેને ગોવિંદ શેઠ ગોવિંદ શેઠ કહીને બોલાવતા. ગોવિંદ ઘણો મોજશોખી અને ઉડાઉ હતો ભણવામાં કાળજી ન રાખતો અને સૌ સાથે મરજી પ્રમાણે વર્તતો. આથી તે ભણવામાં આગળ વધી શકયો નહિ. માધવનું ઘર ગોવિંદના ઘર કરતાં થોડેજ દૂર હતું. એક દિવસ દિવાળીના તહેવારની નિશાળમાં રજા પડી, જેથી માધવ અને ગોવિંદ એક ઠેકાણે રમતા હતા

ગોવિંદે સારાં સારાં કપડાં અને દાગીના પહેર્યાં હતાં. માધવે ફક્ત ધોએલાં અને સાદાં કપડાં પહેર્યાં હતાં ગોવિંદે માધવને કહ્યું, અલ્યા માધવ, તું તો છેક ભિખારી જેવો રહ્યો. જોની! મારી પાસે આટલા સોનાના દાગીના છે. મારાં કપડાં પણ ઘણા સારાં છે અને તારી પાસે તો કંઈજ નથી. આ ઉપરથી માધવને ઘણુંજ ખોટું લાગ્યું, જેથી તેણે ઘેર જઇને પોતાની માને આ વાત કરી અને રોઇ પડયો. તેની માએ તેને સમજાવ્યો અને બોલી કે બેટા! પરમેશ્વર હંમેશાં કોઇની હાલત સરખી રાખતો નથી. ઇશ્વર સૌ સારૂંજ કરશે. તું ભણવામાં મહેનતુ છે તેનું ફળ તને આગળ મળશે. "વિદ્યા એજ પૈસો છે" એટલું બોલી તે પોતાને કામે વળગી.

હવે એક દિવસ એવું બન્યું કે પરદેશમાંથી ગોવિંદના બાપનો કાગળ આવ્યો તેમાં લખેલું કે વેપારમાં ઘણી ખોટ ગઇ છે માટે ઘરમાં જેટલા દાગીના અને કીમતી ચીજો હોય તે બધા વેચી પૈસા મોકલો, નહિ તો આબરૂ જશે. હવે આબરૂ સાચવવા માટે ગોવિંદની માએ તે પ્રમાણે કરી પૈસા મોકલાવ્યા. ગોવિંદના દાગીના ગયા જેથી તે રડવા લાગ્યો પણ શું કરે?

માધવ તો પોતાની અક્કલ હોશિયારીથી આગળ વધ્યો. દેશી ભાષા પુરી થયા પછી અંગ્રેજી ભણવાનું શરૂ કર્યું. તેની

સાથે તેનામાં વિવેક અને ચાલાકી વધતાં ગયાં. તેનામાં આવા ઉંચા ગુણો જોઇ તેજ ગામના એક વકીલે માધવને પોતાને ત્યાં રાખ્યો. માધવ વકીલનું કામ શીખી તેની પરીક્ષામાં પાસ થયો. હવે તો માધવ મોટો વકીલ થયો, અને હજારો રૂપીઆ કમાવા લાગ્યો. તેની મા ઘણી રાજી થઈ. એક દિવસ તેની માએ કહ્યું ભાઈ માધવ, "વિદ્યા એજ પૈસો છે" તે વાતની હવે તને ખાત્રી થઇ? તેં ગોવિંદના હાલ જોયા? માધવ માતાનાં આગલાં વચનોને સંભારી હર્ષથી ગળગળો થઇ પોતાની માને પગે લાગી પોતાના કામે ચાલતો થયો.

---

## વાર્તા ૩જી.

રવિદત્ત નામના એક બ્રાહ્મણ હતા તેઓ કથા વાંચવાનું કામ કરતા, જેથી ગામના લોકો તેમને પુરાણી કહીને બોલાવતા. તેમને કેશવ નામનો એક બાર તેર વરસનો છોકરો હતો, તે નિશાળે જતો. એક વખત પુરાણી માંદા પડ્યા, જેથી ઘરમાં જણસ ભાવ લાવવાનું કામ અટકી પડયું. એક દિવસ કેશવની માએ કેશવને કહ્યું, કેશવ! લે આ નોટ, તું બજારે જા. તેમાંથી એક મણ ઘઉં, અધમણ ચોખા, સવાશેર તેલ અને થોડાં શાકભાજી લાવજે. લે આ ટુવાલ અને આ પિત્તળની બરણી. હવે કેશવ તે લઇ

બજારે જવા નીકળ્યો. અનાજવાળાની દુકાને જઇ તરત ટુવાલ પાથર્યો અને બોલ્યો, શેઠ લો, આ નોટ. તેના એક મણ ઘઉં અને અધમણ ચોખા આપો. દુકાનદાર વેપારી પુરાણીના છોકરાને ઓળખતા હતા. તે હસી પડયા અને બોલ્યા, કેશવ તું ભણ્યો પણ ગણ્યો નહિ, કેશવે કહ્યું, હું તો ભણ્યો પણ છું અને ગણ્યો પણ છું. લેખન, વાંચન, આંક અને સરવાળા, બાદબાકી, ગુણાકાર, વગેરે સૌ આવડે છે. દુકાનદારે કહ્યું, આવડે છે ત્યારે બોલ કે તું મણ ઘઉં અને અધમણ ચોખા આ ટુવાલમાં કેવી રીતે લઇ જઇશ? કેશવ શરમીંદો થઇ વિચાર કરવા લાગ્યો. દુકાનદારે ત્રાજવામાં બે વખત અધમણની ધારણ કરી એક ગુણમાં ઘઉં નાખ્યા અને એક વખત ચોખા જોખીને બીજી ગુણીમાં નાખ્યા, અને તેનું મોં સુતળીથી બાંધી તે ગુણ ઘઉંની ગુણમાં મૂકી તેનું મોં પણ બાંધ્યું, અને એક મજુરને બોલાવી તેને કેશવની સાથે જવા કહ્યું. દુકાનદારે ભાવ પ્રમાણે પૈસા લઇ બાકીના પૈસા કેશવના હાથમાં આપ્યા.

હવે કેશવ મજુરને લઇ તેલવાળાની દુકાને જવા નીકળ્યો. રસ્તામાં વિચાર કરવા લાગ્યો કે મારી માએ તેલ મંગાવ્યું છે, પણ તેલ શાનું! ગ્યાસલેટ, એરંડી તેલ, કોપરેલ કે તલનું તેલ! આમ વિચારમાં ને વિચારમાં તેલવાળાની દુકાન આવી. દુકાનદારને બરણી આપી. કેશવ તેને પૈસા

બતાવીને બોલ્યો, લો આ પૈસા તેનું સવાશેર તેલ આપો. તેલવાળાએ પૂછયું, શાનું તેલ આપું? ત્યારે કેશવ પૈસા બતાવીને બોલ્યો આ પૈસાનું, લો આ પૈસા. તેલવાળો વેપારી સમજ્યો કે પુરાણીનો છોકરો ભણ્યો પણ ગણ્યો નથી, એમ કહી બરણીનું ઢાંકણું ઉઘાડી સુંઘી જોયું તો તલના તેલની વાસ માલમ પડી, જેથી તેણે ભાવ પ્રમાણે તલનું તેલ જોખી આપ્યું, અને બાકીના પૈસા કેશવના હાથમાં આપ્યા.

હવે શાકભાજીવાળાની દુકાન આવી. ત્યાં બટાટા, રીંગણાં, ગાજર, મૂળા, ડુંગળી, કોબીજ, અને બીજી કેટલીક લીલી ભાજીના ઢગલા પડેલા દીઠા. કેશવે વિચાર્યું કે મારી માએ શાકભાજી મંગાવ્યાં છે, પણ શાક લઉં, કે ભાજી લઉ? શું લેવું તેનો અર્થ કેશવ બરાબર સમજી શક્યો નહિ, જેને માટે કેશવભાઈ ઉભા ઉભા વિચાર કરવા લાગ્યા. શાકવાળા બકા-લીએ પૂછયું, કેમ પુરાણી બાવા, શું લેવું છે? શું વિચાર કરો છો? ત્યારે કેશવે કહ્યું કે મારી માએ શાકભાજી મંગાવ્યાં છે, હવે શાક લઉં કે ભાજી લઉં? તેનો વિચાર કરૂં છું. બકાલી જાણતો હતો કે રવિદત્ત પુરાણી માંદા છે, જેથી તેમને કેટલાંક ભારે કંદમૂળ માફક નહિ આવે, જેથી તેણે તાંદળજો, મેથી અને સુવાની ભાજી તે.ળી આપી, તેની સાથે એક શેર રીંગણાં અને સુરણ પણ આપ્યાં.

આટલું લઇ કેશવ મજુર સાથે ઘેર આવ્યો ને સઘળી હકીકત તેની માને કહી. માએ વિચાર્યું કે ગામના લોકો ખરૂં કહે છે, કેશવ તું " ભણ્યો પણ ગણ્યો નહિ ". આટલું કહી તે વેપારીઓનાં વખાણ કરતી રસોડામાં જઇ રસોઇ કરવા લાગી.

---

## વાર્તા ૪થી.

વનમાળી કરીને એક છોકરો હતો. તે બુદ્ધિશાળી અને હોશિયાર હતો. જો ધારે તો વર્ગમાં ઉપર નંબરજ રાખે, પણ તેનામાં એક કુટેવ હતી; તે એ કે તેનામાં નિયમિતપણું અને વ્યવસ્થા ન હતાં સ્કૂલમાંથી છુટી ઘેર આવે એટલે પાટી, કપડાં, ટોપી વગેરે ઘરમાં જ્યાં ત્યાં ફેંકી દે. બીજે દિવસે સ્કૂલનો ટાઇમ થાય એટલે તે શોધવાને ફાંફાં મારે. કોટ કયાંઇ તો ટોપી કયાંઇ પડયાં હોય. આમ શોધતાં તેને સ્કૂલનો વખત થઇ જતો અને મહેતાજીનો ઠપકો ખમવો પડતો.

એક દિવસ તેના કલાસમાં કોઇ એક માણસ આવ્યો તેણે કહ્યું કે આ કલાસમાંથી આવતી કાલ અગિઆર વાગે જે કોઇ છોકરો ગુલાબના ફૂલનું સારૂં ડ્રૉઇંગ ઘેરથી કાઢી લાવી મને બતાવશે, તેને હું પસંદ કરી બે રૂપીઆ ઇનામ

આપીશ. વનમાળી ડ્રોઇંગમાં પહેલે નંબર હતો તેણે ઘેર જઇ એવું સરસ ડ્રોઇંગ કાઢયું કે તે જોઇને જોનાર ખુશજ થાય. હવે તેણે ડ્રોઇંગ તો સરસ કઢયું પણ તે કાગળ વ્યવસ્થા કરી બરાબર ઠેકાણે મૂકયો નહિ, અને તરત જમવા ચાલ્યો ગયો. પાછળથી તેની નાની બેન આવી અને તે કાગળ લઇ રમવા લાગી, જેથી તે કેટલોક ચુંથાયો અને બગડી ગયો. તરતજ વનમાળીનો બાપ આવ્યા તેમણે તે છોકરીના હાથમાંથી કાગળ લઇ લીધો અને જોયું તો ડ્રોઇંગ સારૂં જણાયું પણ તે ચુંથાએલું હતું જેથી તે નકામું હશે એમ ધારી તે કાગળ તેમણે પોતાના ટેબલના ખાનામાં મૂકયો. હવે વનમાળીને પોતાના ડ્રોઇંગના કાગળની ખબર રહી નહિ. બીજે દિવસે તે સ્કૂલમાં જવા તૈયાર થયો. પહેરણ, ટોપી, પાટલુન અને દફતર શોધતાં તેને અરધો કલાક નીકળી ગયો. છેવટે ડ્રોઇંગનો કાગળ શોધવા માંડયો, પણ તે જડયો નહિ અંતે તે રોવા લાગ્યો ત્યારે તેના ઘરના માણસો શોધવા લાગ્યાં. તેના બાપને તે વાતની ખબર પડી કે તરત આવી તે કાગળ તેમણે પોતાના ટેબલમાંથી કઢી આપ્યો. હવે લગભગ બાર વગ્યાનો શુમાર થયો હતો. ડ્રોઇંગનો કાગળ લઇ વનમાળી સ્કૂલમાં ગયો. બીજાના ડ્રોઇંગ જોવાઇ ગયાં હતાં જેથી એક છોકરાને બે રૂપીઆ ઇનામ મળ્યું હતું.

વનમાળીનું ડ્રોઈંગ જોયું તો સૌ કરતાં સારૂં જણાયું, પણ તેની અવ્યવસ્થા અને અનિયમિતપણાને લીધે તેનું કંઇ વળ્યું નહિ.

---

## વાર્તા ૫મી.

કોઇ એક માણસ જમીન ઉપર બેસીને ઢીટા તાણતો હતો, તે જોઇને એક બીજા માણસે પૂછ્યું.

**સવાલ**—ભાઈ, આ શું કરો છો ?

**જવાબ**—મારા સાઠ હીરા ખોવાયા છે તે હું શોધું છું.

**સવાલ**—એક હીરાની કીંમત કેટલી હશે ?

**જવાબ**—તેની કીંમત કહી શકય એમ નથી.

**સવાલ**—તમે તેને કયાં રાખેલા ?

**જવાબ**—તે એક સોનાની વીંટીમાં રાખેલા હતા, તે છુટા પડી ગયા છે.

**સવાલ**—ભલા એવી સોનાની વીંટીઓ તમારી પાસે કેટલીછે ?

**જવાબ**—ચોવીસ.

**સવાલ**—ત્યારે તો તમે ખરેખર મોટા પૈસાદાર ખરા !

**જવાબ**—હા મારી આટલી જીંદગીમાં તો મેં કરોડોની દોલત મેળવી છે. ત્યારે પેલો માણસ બોલ્યો, તમારા

ત્યારે પેલો માણુસ બોલ્યો, તમારા પોશાક ઉપરથી તો તમે ગરીબી હાલતના દેખાઓ છો. મને તમારૂં બોલવું કાંઇ શક ભરેલું લાગે છે. તમે કોઇ જાદુગર યા ઉઠાવગીર લાગો છો. એમ કહી એકદમ તેણે પોલિસને બોલાવી પેલા માણુસને પકડાવ્યો. તેને કોરટમાં લઇ ગયા, ત્યાં તેના ઉપર કેસ ચાલ્યો. ત્યાં ન્યાયાધીશના પૂછવા ઉપરથી તે નીચે પ્રમાણે બોલ્યો:—

સાહેબ મને માફ કરજો આ ન્યાયની કોરટ છે. આપ ન્યાયાસન પર બેઠેલા છો, જેથી હું આપને પરમેશ્વર તુલ્ય ગણી મારી ખરી હકીકત આપને જણાવું છું.

સાઠ હીરા તે સાઠ મિનિટ, હીરાએ જડેલી વીંટી તે મારો એક કલાક, તેવા ચોવીસ કલાક તે મારો એક દિવસ, અને એ પ્રમાણે મેં મારી આટલી જીંદગીનો અમુલ્ય વખત ગણી હું મને પોતાને કરોડોપતિ માનું છું. મેં મારી જીંદગીમાં એક મિનિટ પણ નકામી જવા દીધી નથી. હવે આપ સાહેબને જો હું ગુનેગાર જણઉં તો બેશક મને જે સજા કરો, તે ભોગવવાને હું તૈયાર છું.

આટલું સાંભળતાં પેલો માણુસ, ન્યાયાધીશ અને કોરટમાં બેઠેલાં બીજાં માણુસો છક થઇ ગયાં. ન્યાયાધીશે તેની તારીફ કરી શાબાશી આપી અને છોડી મૂક્યો.

પાછળથી માલમ પડયું કે તે જમીન ઉપર લીટા તાણનારો માણસ એક પ્રોફેસર છે અને તે ભૂમિતિના પુસ્તકોનો કર્તા છે.

---

## વાર્તા ૬ઠ્ઠી.

મનસુખલાલ નામના એક ઉચ્ચ જ્ઞાતિના બ્રાહ્મણ હતા. તેઓ ઘણા પૈસાદાર ન હતા. તેઓ ડૉકટરની પરીક્ષામાં પાસ થયા હતા. તેઓ નોકરીને ચાહતા ન હતા; પણ સ્વતંત્ર ધંધા વડે ગુજરાન ચલાવવું અને તેમાં જે મળે તેમાં સંતોષ રાખી પરોપકારનાં કામો કરવાં, એવા વિચારના હતા. પોતે એક નાનાં ગામડામાં રહેતા હતા, જેથી કોઇ મોટા શહેરમાં જઇ પોતાનો ધંધો શરૂ કરવાનો તેમણે વિચાર કર્યો.

હવે શ્રીપુર નામના કોઇ પાસેના શહેરમાં તેમણે પોતાનો ધંધો ચલાવવા માટે એક દુકાન ભાડે રાખી. બહાર પોતાના નામ અને ધંધાનું પાટીઉં માર્યું, અને કેટલીક વિલાયતી અને દેશી દવાઓ વડે પોતાનો ધંધો શરૂ કર્યો. શ્રીપુરમાં વેપાર ઘણો સારો ચાલતો હતો. ત્યાં વેપારી ઘણા હતા અને પૈસે ટકે સુખી હતા, પરંતુ પોતાની તંદુરસ્તી સાચવવા માટે તેઓ ઘણા બેદરકાર હતા.

એક દિવસ મનસુખલાલ ડૉકટર રાતમાં સૂતા છે, ત્યાં તેમને સ્વપ્નું આવ્યું, તેમાં જાણે એક મોટો વિકરાળ માણુસ દીઠો તેના એક હાથમાં લોઢાની સાંકળ હતી અને બીજા હાથમાં લોઢાનાં જાત જાતનાં હથીયારો હતાં. તેને જોતાંજ મનસુખલાલ ડૉકટર તો ડરી ગયા અને ગભરાઈને તે માણુસને કહેવા લાગ્યાઃ ભાઇ, કૃપા કરી કહેશો કે આપ કોણ છો? ભૂત છો, પ્રેત છો કે કોઇ દેવ છો? મેં આપનું કાંઈ બગાડયું નથી, તેમ કોઇનું પણ બુરૂં કરવાની મારી ઈચ્છા નથી. ત્યારે તે માણુસ બોલ્યો :

ડૉકટર સાંભળ, મારૂં નામ તાવ છે. હું મારી માતા અજીર્ણ દેવીના પેટથી ઉત્પન્ન થયો છું. મારા બે ભાઈઓ છે. તેમાં નાનાનું નામ ભેજ અને મોટાનું નામ કોહેલો ખોરાક છે. હું તેમની મદદ વડે મારૂં કામ સંપૂર્ણ રીતે બજાવું છું. જે માણુસને હું પકડું છું તેને મરણતોલ કરી મૂકું છું, અને લાગ ફાવે તો તેને પકડી હું મારા માલિકના દરબારમાં લઇ જાઉં છું. મારા માલિકનો હુકમ છે કે જે લોકો પોતાના શરીર સાચવવામાં બેદરકાર રહે, તેમને પકડી મારી પાસે લાવવા માટે હું તમને ચેતાવું છું કે તમારે મારા કામમાં અડે આવવું નહિ.

તાવ આ પ્રમાણે વાત કરે છે, તેટલામાં તો એક બીજો મોટો રાક્ષસ જેવો માણુસ ગર્જના કરી દાંત

પીસતો આવ્યો. પહેલાં તો તેણે મોં ફાડી મને બતાવ્યું. તો તેના મોંમાં મેં હજારો માણસ કચરાતા દીઠા. પછી તેણે મોં બંધ કર્યું અને બોલવા લાગ્યો:

અલ્યા ડૉકટર! તું તારો ધંધો કરવાને આ ગામમાં આવેલો છે. હું આ ગામમાં વરસમાં પાંચ છ મહિના મુકામ રાખું છું. મારૂં હુલામણાનું નામ મરકી છે, પણ અંગ્રેજીમાં મને પ્લેગ કહે છે. યાદ રાખ કે મારા સપાટામાં આવેલ નાનાં કે મોટાંને હું કદી પણ મૂકીશ નહિ. "જ્યાં હું ચપટ ત્યાં સૌ સપટ." હું ગીચ વસ્તીનો પુત્ર છું. ગંદકીબાઇ તે મારી માસી થાય છે. ચાંચડ અને માંકડ મારા વહાલા મિત્રો છે, તે મને મારા કામમાં ઘણી મદદ કરે છે, મને નસાડવા માટે ભલા ભલા ડૉકટરોએ પ્રયત્ન કર્યા તોપણ હું જતો નથી, તો તારા જેવાની શી તાકાત છે?

પ્લેગ આટલી વાત કરે છે, તેટલામાં એક ત્રીજો માણસ આવ્યો. તેણે જાણે કેટલાંક માણસોને ખાંધપર, કેટલાંકને બગલમાં અને કેટલાંકને બન્ને હાથ પર રાખ્યાં હતાં. તેણે આવીને કહ્યું:

અરે ડૉકટર, સબુર, સબુર, મારી વાત સાંભળ, મારૂં નામ ક્ષય છે. હું સર્વ રોગોનો રાજા છું, જેથી મને લોકો ક્ષયરાજ કરીને બોલાવે છે. મારી માનું નામ શરદી છે, મારી

સાવકી માનું નામ ઉધરસ છે. હું જ્યાં પહોંચું છું, ત્યાં અસંખ્ય માણસોના જીવ લઉં છું. મારા ઉપર ભલા ભલા હકીમો, ડૉકટરો કે વનસ્પતિઓ કામ કરતી નથી. જેના ઘરમાં હું પેસું છું, તેના ઘરમાં હું લાંબો વખત આરામએશ ભોગવું છું. અને શરીરનાં લોહી માંસનું ભક્ષણ કરૂં છું. પછી તેને ખાલી ખોખા જેવું બનાવું છું. છેવટે ઓછી મહેનત વડે હું તેને મારા માલિકને ત્યાં લઇ જાઉં છું. મારા રાજાનો હુકમ છે કે દુનિયામાં જે કોઇ માણસ તંદુરસ્તી સાચવવામાં બેદરકાર રહે અને પાપ કરે, તેઓને પકડી મારા દરબારમાં હાજર કરવાં. આટલું કહી એક પછી એક ધડાકાબંધ ચાલતા થયા.

હવે ડૉકટરની આંખ ઉઘડી અને તે રાતના સ્વપ્નાનો વિચાર કરવા લાગ્યા. આખરે તેમને સમજાયું કે ખરેખર આ ગામના લોકો પૈસે ટકે સુખી છે, પરંતુ પોતાની જાત સુધારવા માટે ઘણા બેદરકાર છે, માટે મારો ધંધો અહીં ઠીક ચાલશે, પણ મારા ધંધાની સાથે મારે દેશ સેવા કરવી ને તેમને સારો બોધ આપવો. ત્યારથી ડૉકટર પાસે જે જે દરદીઓ આવે તેમને તે યોગ્ય પૈસા લઇ દવા આપે અને તંદુરસ્તી સાચવવા માટે વખતો વખત દરેક દરદીને સલાહ આપે. આવી રીતે મનસુખલાલ ડૉકટરે પરોપકાર કરી પોતાનું જીવન સુધાર્યું અને તેમના બોધથી શ્રીપુર ગામના લોકો સુખી થયા.

# વાર્તા ૭મી.

ધરમપુર નામે એક નાનું ગામ હતું. તે ગામમાં ધનજીશા નામે એક વાણિયો રહેતો હતો. તેમની પાસે ઘણા પૈસા હતા, જેથી ગામના લોકો તેમને નગરશેઠ કહીને બોલાવતા. શેઠને એક છોકરો હતો તેનું નામ હીરાચંદ હતું. તેની ઉમર આશરે વીસેક વરસની હતી. આ છોકરો જુવાન હતો, છતાં કોઇ દિવસ શરીરે સાજો રહેતો નહિ. મંદવાડનો ખાટલો તો ઘર કરીને રહ્યો હતો. કેટલીક દેશી અને વિલાયતી દવાઓ કરી, પણ હીરાચંદની તબિયત જોઇએ તેવી સારી થાય નહિ. તેને ખુશી રાખવા માટે તે ગામના કેટલાક ખુશામતીઆ લોકો તેના ખાટલા પાસે બેસી ગામ ગપાટા મારતા ને હીરાચંદના દીલને ખુશ રાખતા.

એક વખત તે ગામમાં મલ્લ લોકો પોતાના ખેલ કરવાને આવ્યા હીરાચંદને આનંદ થશે અને તમાસો પણ જોવાશે, એમ ધારી ધનજીશાએ પેલા મલ્લ લોકોને પોતાના ઘર આગળના ચોકમાં રમવાને કહ્યું. ગામના લોકો ભેગા થયા અને મલ્લ લોકોએ પોતાની રમત શરૂ કરી હૃષ્ટ પુષ્ટ શરીરવાળા ને દેખાવમાં કદાવર એવા બે માણસોએ કુસ્તી કરવા માંડી. એક બીજા દાવપેચથી એક

એકને નીચે પાડે, વળી બીજો ઉઠી પહેલાને પાડે, પણ કોઇ કોઇથી પાછા હઠે નહિ. પછી તેઓ એક મોટું ગાડું લાવ્યા. તેમાં કેટલાંક માણસોને બેસાડ્યાં. તેના ધોંસરે બે મલ્લ વળગ્યા અને તે પોતાની ખાંધપર મૂકી થોડે દૂર ગાડું ચલાવ્યું એક મલ્લે લગભગ પચીશ મણ વજનનો એક પત્થર ફેંકી દીધો. એક લોઢાની સાંકળ તોડી નાખી આવી રીતે લોકો હેરત પામે તેવા ખેલો કરી ગામના લોકો અને શેઠને ખુશી કર્યા. તેમનો છોકરો હીરાચંદ પણ આ રમત જોઇ ખુશ થયો અને બધા લોકો તે મલ્લના વખાણ કરવા લાગ્યા.

પછી ધનજીશા શેઠે તે લોકોને પૂછ્યું, તમે દેખાવ અને સ્થિતિમાં તો ગરીબ છો. ઘી, દૂધ, સાકર, માખણ અને ઘઉં જેવો પુષ્ટિકારક ખોરાક તો તમને ભાગ્યેજ મળતો હશે, છતાં તમે આટલા બધા બળનું કામ કર્યું, તે જોઈ મને ઘણી નવાઈ લાગે છે. તમે આટલા બધા તંદુરસ્ત અને જોરાવર કેમ બન્યા? તે જરા કહો તો સારૂં. ત્યારે એક મલ્લ બોલ્યો:

શેઠ સાહેબ, સાંભળો અમે પાંચ વરસના હતા ત્યારથીજ અમને રોજ દોડવા કૂદવાનો, કુસ્તી કરવાનો અને એવી બીજી રમતો રમવાનો મહાવરો છે. અમે કલાકોના કલાક સુધી પાણીમાં તરીએ છીએ ઠંડી, ગરમી

અને વરસાદની પણ અમે પરવા કરતા નથી. જો અમારે માથે બીજી કોઈપણ જાતની આફત ન આવે તો અમે સો વરસ સુધી જીવીશું. હવે પછી અમારાં છોકરાં થશે તે પણ અમારા જેવાં બહાદુર અને જોરાવર થશે. અમે અમારા ખેલો ફક્ત પેટ ભરવાને ખાતરજ નહિ, પરંતુ જગતના દાખલા માટે કરી બતાવીએ છીએ. અમે અમારા બળનો ઉપયોગ ખોટી રીતે કરતા નથી.

મલ્લનું આ બોલવું સાંભળી શેઠ અને ગામના લોકો નવાઈ પામ્યા. પછી તે ગામના લોકોએ ઠરાવ કર્યો કે હવે આપણે આપણા છોકરાં નાની ઉંમરથી બળવાન અને તંદુરસ્ત થાય તેમ કરવું. શેઠ ખુશી થયા અને મલ્લ લોકોને શિરપાવ આપ્યો, તે લઇ ખેલાડીઓ ચાલતા થયા.

---

## વાર્તા ૮મી.

કનકપુર કરીને એક શહેર હતું. ત્યાંના રાજાનું નામ કનકસિંહ હતું. તે શહેરના લોકો પૈસે ટકે સુખી હતા. કનકસિંહ કોઇ કોઇ વખતે રાતમાં વેશ બદલી નગર ચર્ચા જોવા નીકળતો. એક દિવસ મધરાતના સુમારે તે રાજા શહેર ચર્ચા જોવા નીકળ્યો. ફરતાં ફરતાં શહેરના દરવાજા આગળ આવ્યો. ત્યાં તેણે એક સ્ત્રી અને એક પુરૂષને દીઠાં. સ્ત્રીની

ઉંમર આશરે પચીસ વરસની હતી. તેના શરીર ઉપર હીરા મોતી અને સોનાના દાગીના પુષ્કળ હતા. આ વખતે તેનું મોં જાણે વિકરાળ અને ઉદાસ દેખાતું હતું. પુરૂષની ઉંમર આશરે વીસેક વરસની હતી. તેનું મોં દયાથી ભરેલું પણ જાણે મોટા દુઃખમાં આવી પડયો હોય એવું જણાતું હતું.

રાજાએ તે સ્ત્રીને પૂછયું, બાઇ, તમે કોણ છો? અંધારી રાત્રે તમે કયાં જાઓ છો? સાથે આ પુરૂષ છે તે કોણ છે? ત્યારે તે સ્ત્રીએ જવાબ દીધો, તારે પૂછવાની શી જરૂર છે? અમે અમારે રસ્તે જઇએ છીએ. એટલું બોલી તે બન્નેએ ચાલવા માંડયું. આથી રાજાને કાંઇક ગુસ્સો ચઢયો અને બોલ્યો, કે હું આ ગામનો રાજા છું. શું તમે મારી આજ્ઞાને નહિ માનો? જો મારો હુકમ નહિ માનશો તો હું મારાં માણસોને બોલાવી તમને હમણાંજ કેદ કરીશ.

હવે તે સ્ત્રીએ સાથે આવેલા પેલા પુરૂષને કાનમાં કહ્યું, ભાઇ, આપણે આટલા દિવસ આ રાજાના શહેરમાં રહ્યાં છીએ, માટે ખરી હકીકત જાહેર કરવી જોઇએ એમ કહી તે સ્ત્રી બોલી:

હે રાજા, સાંભળ. મારૂં નામ લક્ષ્મી છે. આ સાથે જે પુરૂષ છે, તે મારો ભાઇ છે. તેનું નામ સંપ છે. જ્યાં જઇએ

ત્યાં અમો ભાઈ બેન સાથેજ રહીએ છીએ. અમે કોઇના હુકમ કે તાબામાં રહેતાં નથી. મારો ભાઇ તારા શહેરના માણસોથી કંટાળી બીજે ગામ જવા માગે છે, એટલે મારે પણ તેની સાથે જવુંજ જોઇએ. અમો બન્ને આજથી તારૂં શહેર છોડી બીજે જઈ રહીશું. એમ કહી ચાલવા માંડયું, ત્યારે રાજાએ પૂછયું, બાઇ એમ કરવાનું કારણ શું છે? તમારે જે દુઃખ હોય તે ખુશીથી કહો. હું સર્વ વાતનો બંદોબસ્ત કરીશ. ત્યારે સંપ બોલ્યો:

રાજા સાંભળો, કેટલાંક વરસ સુધી તો અમે ભાઈ બેન તમારા શહેરમાં સુખથી રહ્યાં, પણ હાલ કેટલાંક વરસથી હું અને મારી બ્હેન ઘણાંજ દુઃખી છીએ. તારી રાજ કચેરીનાં માણસોમાં અને તારા શહેરની વસ્તીમાં મારા ત્રણ દુશ્મન ભરાયા છે. તેનું નામ દારૂ, તમાકુ અને અફીણ છે. જયારથી તારા શહેરમાં તેઓનો પ્રવેશ થયો છે, ત્યારથી લોકો અંદર અંદર લડી મરે છે, પોતાનું ભાન સાન ભૂલે છે, જેમ આવે તેમ બકે છે અને વિવેક મર્યાદા ખુએ છે. મારી બ્હેન લક્ષ્મીને તેમણે ધક્કા મારી કાઢવા માંડી છે. ત્યારે રાજાએ કહ્યું, ભાઇ સંપ, તે લોકોની હું સવિસ્તર હકીકત જાણવા માગું છું. તે મને કૃપા કરી જણાવો તો ઠીક. ત્યારે સંપ બોલ્યો:

દારૂએ દાટ વાળ્યો. રોજ હજારો બાટલીઓ તડાતડ ફૂટે છે. એક બીજા પીએ છે, મસ્ત બને છે, અને અક્કલ આબરૂ ખુએ છે. માંહોમાંહે મારામારી કરે છે અને એક બીજાનાં ખાણું ખરાબ કરે છે.

અરે અફીણુની તો શી વાત કરૂં! તારી કચેરીનાં માણસો રોજ તેના રગડા કરી પીએ છે. સામસામા કસમ દીએ છે, ત્યારેજ તેમને ચેતન શક્તિ આવે છે. હવે કોઇ કોઇ તો કીંમતી ચીજો વેચીને પણ તેને વાપરે છે, અને વ્હાલામાં વિષ વાવે છે.

વળી તમાકુ! અરે એણે તો ઘેરઘેર, ન્હાનાં મોટાં, નીચ કે ઉંચ, ગરીબ કે તવંગર, સૌ લોકોમાં ઘર કર્યું છે. કોઇ ઘસે છે ને કોઇ સુંઘે છે તો કોઇ ચાવે છે, ને ઘણા પીએ છે. પોતાનાં અમુલ્ય આયુષ્ય, બળ અને કીર્તિને ગુમાવે છે. અરે વધારામાં ગંજેરી ભંગેરીના રગડા અને આખર ઝગડાની શી વાત કરૂં! વાત કરતાં તેનો પાર આવે તેમ નથી.

આટલું બોલી સંપે ચાલવા માંડયું, ત્યારે રાજાએ કહ્યું, સબુર, સબુર, તમે મારા શહેરમાં થોડા દિવસો રહો. હું તે લોકોનો બંદોબસ્ત કરી તેમને અટકાવું છું. તમે મારૂં શહેર છોડી જશો નહિ.

ત્યારે લક્ષ્મી બોલી: ઠીક રાજા, ઠીક છે. તું જ્યારે સર્વ વાતનો બંદોબસ્ત કરીશ ને અમારા દુશ્મનોનો નાશ કરીશ એવું અમારા જાણવામાં આવશે, ત્યારે અમે વગર બોલાવે પાછાં ફરી તારા શેહેરમાં રહેવા આવીશું, અને અમે અમારી સત્તા વડે તારા શહેરનાં માણસોને સુખી કરીશું. આટલું કહેતામાં તો એકાએક ભડકો થયો અને અજવાળું થયું. જોતજોતામાં સંપ અને લક્ષ્મી અદૃશ્ય થઇ ગયાં.

---

## સંવાદ.

**પાત્રો**---ન્યાલદાસ—એક મોજ શોખી ધનપતિ.

લોભીલાલ—એક વ્યાજખાઉ.

કારીગર--એક હુન્નરી માણસ.

શિક્ષક--વિદ્યાગુરૂ.

બ્રહ્માનંદ--સામાજિક સેવા અર્થે ફરતા મહાત્મા.

સિવાય, વિદ્યાદેવી અને એક બાળક.

**સ્થળ**--રસ્તો.

**બ્રહ્માનંદ**--( ફરતા ફરતા આવે છે. )

દેશોન્નતિના કારણે, ધર્યો મનુષ્યે દેહ.
ધન્ય પિતા માતા અને, ધન્ય કુળ છે એહ;
યજ્ઞ કરે યાગો કરે, કરે તીર્થ ને દાન,
આવે તુલ્ય નહિ કદા, વિદ્યાદાન સમાન.

જે પુરૂષનું જીવન દેશ સેવા અને વિદ્યાવૃદ્ધિમાં વ્યતીત થાય છે, એનો જન્મ સફળ મનાય છે. આંહી જરા બેસું, આરામ લઉં અને પછી આગળ ચાલું (બેસે છે)

(એટલામાં ન્યાલદાસ અને લોભીલાલ પોતાના ધંધાની સ્પર્ધા કરતા આવે છે.)

ન્યાલદાસ—ન્યાલદાસ છે મારૂં નામ, સારી આલમ કરે સલામ;
મારાથી કો સુખીઓ નથી, કહેવાતો કરોડાપતિ.
બસ, ગાડી, ઘોડી, વાડી, બગીચા, નોકર, ચાકર એ સૌ મારાં.
વકીલ, બેરિસ્ટર, પોલિસ, અમલદાર, દલાલ, ડૉકટર એ સૌ મારાં.
બસ, મારાથી કો મોટો નથી, ઇજ્જતમાં મોટો સર્વથી;
પૈસાની જ્યાં છે લખલુટ, ધાર્યું સૌ કરવાને છૂટ.

(પૈસા ખખડાવે છે, એટલામાં લોભીલાલ વ્યાજખાઉ આવે છે.)

ન્યાલદાસ—(જોઇને) ઓહો! એ તો પેલા લોભીલાલ વ્યાજખાઉ આવે છે. આજ તો ક્યાંઈથી તડાકો માર્યો જણાય છે.

(એટલામાં હાથમાં ચોપડો લઇ લોભીલાલ આવે છે.)

**લોભીલાલ**—(ચોપડાનાં પાનાં ફેરવતો.)

સત્તર પંચા પંચાણું, બે નાખું તો નવ્વાણું,
લખામણીના લેવા નવ, છોડામણીના લેવા છ;
એક પાઇની જાયે ખોટ, નામ જાય ને રીઝે લોક,
લેવા કાજે કાંધાં કરૂં, ના આપે તો દાવો કરૂં.

છે કોઇની પરવા! નથી ભણ્યા, નથી ગણ્યા, નથી નાખી પાટી પર ધૂળ. સો અંક ને થોડું વાંચતાં લખતાં આવડે છે. બી. એ. ને એલ. એલ. બી. બિચારા ભણી ભણીને બેહાલ થયા. પણ પુરા પચાસે કમાતા નથી. મેં તો બે હજારના બાર હજાર કર્યા, ત્યારે મારો ધંધો કેવો! બસ–મારા ધંધા જેવો કોઇનો ધંધો નથી ને મારાથી કોઇ સુખીઓ નથી

(ન્યાલદાસના સામું જોઇને—શેઠ જેગોપાલ, જેગોપાલ.)

**ન્યાલદાસ**—જેગોપાલ, જેગોપાલ. આવો લોભીલાલ, ભલા તમે મારા જેટલા સુખી ખરા?

**લોભીલાલ**—કેમ નહિ? બેઠાં બેઠાં ખાવું ને પારકે પૈસે તાગડધિન્ના. દુનિયામાંથી શું લઇ જવાના છીએ?

(એટલામાં કારીગર પોતાના હથિયારો સાથે આવે છે.)

**કારીગર**—હુન્નર કળાની સુજને ખંત, નવી તરેહનાં શોધું યંત્ર;
કારીગર રાખું ચોપાસ, ભૂખમરાથી બચવા ખાસ.
હુન્નર કામનો શોખજ ગયો, ભારતવર્ષ ભિખારી થયો;
એક બીજાના કાઢે દોષ, આળસ ઇર્ષાના બહુ કોશ.

ભાઇ, હુન્નર કળાની બલિહારી છે. અભણ માણસ પણ પોતાના કુટુંબનું ગુજરાન ચલાવી શકે છે. લખપતિની દોલત ઘડીમાં લૂંટાય છે, પણ હુન્નર ઉદ્યોગી માણસ સારી રીતે કમાય છે. બ્રિટિશ રાજના વાવટા નીચે હવે તેની વૃદ્ધિ થતી જાય છે. હું તો ધારૂં છું કે બધે હુન્નર કળા વધે તોજ સારૂં. મારા ધંધાને હું સર્વથી ઉત્તમ માનું છું. મારા જેવો કોઇ સુખી નથી.

**ન્યાલદાસ**—વળી આ જુઓ, પોતાની કારીગરીની બડાઇ મારતા આવ્યા.

**લોભીલાલ**—પણ એ આપણા જેટલા પૈસાદાર અને સુખી ન ગણાય. બિચારા આખો દિવસ લોઢાં લાકડાં સાથે માથું ફોડે ત્યારેજ પૈસા મળે!

**કારીગર**—ભાઇ, મહેનત કરી પૈસા મેળવવા એને હું ઉત્તમ સમજું છું. જુઓ, મોટાં મોટાં કારખાનાં અને મીલોથી લોકોને કેટલો બધો ફાયદો થયો છે? બિચારા લાખો અભણ મજુર વર્ગને રોજી મળે છે. જો તે ન હોય તો તેમના શા હાલ?

**ન્યાલદાસ**—મજુરી શા માટે કરે છે? થાયની, મારા જેવા પૈસાવાળા!

**લોભીલાલ**—અરે, કરેની, મારી પેઠે એકના દશ! મેં તો બે કોથળીની બાર કોથળી બનાવી.

**કારીગર**—ભાઇ, પારકી મૂડીએ પૈસાદાર થવાતું નથી અને તમારો ધંધો તો પ્રભુ મને કદી ન આપે. મારે લોકોનાં ગળાં કરી હરામના પૈસા ખાવા નથી. મારી મહેનત મજુરીજ સારી છે.

**ન્યાલદાસ**--(જરા ગુસ્સાથી) ત્યારે અમે શું મહેનત નથી કરતા? મહેનત કર્યા વિના પૈસાદાર થયા?

**કારીગર**—શેઠ સાહેબ, આપ શી મહેનત કરી પૈસાદાર થયા?

**ન્યાલદાસ**—જો સાંભળ, મારા સસરાના ઘરમાં પચાસ લાખ હતા, તેમને પેટે છોકરો ન હતો, તેમની મિલ્કત લેવા તેમના કુટુંબીઓએ ઘણી મહેનત કરી, પણ મેં એવી ખટપટ અને પ્રપંચબાજી રચી કે તેઓ ધૂળ ફાકતા રહ્યા. વળી મારા મામાના મરણ વખતે મારા ભાઇની ગેરહાજરીમાં મેં બરાબર ઉઠાવ કર્યો! શું એ બધી મહેનત નહિ?

(બ્રહ્માનંદ આ બધું સાંભળે છે તે આવી બોલે છે.)

**બ્રહ્માનંદ**—ભાઇ, એ પૈસા જમા કરી શો ઉપયોગ કર્યો?

**ન્યાલદાસ**—બસ, ખાધું પીધું ને મોજશોખ કર્યો!

**લોભીલાલ**—લેવાનું તે લીધું અને દેવાનું તે છોડી દીધું.

(એટલામાં શિક્ષક એક બાળક સાથે આવે છે.)

**શિક્ષક**—શેઠ સાહેબ, સલામ.

**ન્યાલદાસ**
**લોભીલાલ** } આવો મહેતાજી સલામ.

**શિક્ષક**--(કારીગરને) ભાઇ રામ રામ!

**કારીગર**—આવો મહેતાજી રામ રામ !

**શિક્ષક**—(બ્રહ્માનંદને) મહારાજશ્રી દંડવત પ્રણામ!

**બ્રહ્માનંદ**—સદા રહો આયુષ્યમાન્!

**બ્રહ્માનંદ**—(શિક્ષકને) આ બે ગૃહસ્થ બહુ પૈસાવાળા છે. તેઓ પૈસામાં મસ્ત બની સુખ માને છે. મેં એમની સર્વે હકીકત સાંભળી છે. કેમ આપનો ધંધો તો ઠીક છે ને?

**શિક્ષક**—હા મહારાજ, જો કર્તવ્ય બજાવવા ધારે તો મારો ધંધો સર્વોત્તમ છે. વિદ્યાકળાનો પ્રચાર કરવામાં, બાળકોની શક્તિ ખીલવવામાં, તેની જિજ્ઞાસા તૃપ્ત કરવામાં અને સંસાર વ્યવહારમાં કુશળ કરવામાં મારો ધંધો સર્વથી શ્રેષ્ઠ છે.

(ન્યાલદાસ ને લોભીલાલ ખૂબ હસે છે.)

ઓહોહોહો! મહેતાજી સાહેબ તો આપણા કરતાંએ વધ્યા. પગાર ત્યારે પચીસ રૂપીઆનો અને ફાંકો ત્યારે પાંચ લાખનો!

**ન્યાલદાસ**--(બ્રહ્માનંદને) મહારાજ, આપ ન્યાય કરો કે અમારા ચારમાંથી કોનો ધંધો ઉત્તમ છે?

**શિક્ષક**-- મરાઠી સાખી.

વ્હાલામાં વ્હાલું ધન બાળક, તે મુજને સોંપાયું;
યોગ્યાયોગ્યપણું ભાવીનું, તેનું હુંથી થપાયું.
અહો શી મહાનતા મારી!

**બ્રહ્માનંદ**--શાબાશ, દેશભક્ત, શાબાશ!

**વિદ્યાદેવી**--ધીર વીર છો ધન્ય તમોને, શી ઉપમાને આપું!
શ્રેયસ્કર અભિલાષા તારી, તને હૃદયમાં સ્થાપું.
દીલથી દઉં આશીશ તમને.

(બધા ચકિત થઇ આજુબાજુ જુએ છે.)

**શિક્ષક**--ક્યાંથી આ અવાજ આવ્યો હશે! (ચાલુ)
આ મારી જીવનદોરી છે, સંભાળું શુભ રીતે;
ઉન્નતિ શિખર ઉપર લઇ જવા, પઢાવું પુરણ પ્રીતે.
એવી ઉત્તમ ફરજ બજાવું....

વિદ્યાદેવી–ભાવી પ્રજાનાં ભાગ્ય ખીલવવા, દૃઢ પ્રતિજ્ઞા તારી;
દાનેશ્વરીમાં તું છે મોટો, સુખી થાએ નરનારી.
કુસુમની પે'રાવું માળા....
( ફૂલનો હાર ફેંકે છે. )

બધા દાનોમાં વિદ્યાદાન શ્રેષ્ટ છે, જે દાન દેવું અને લેવું મનુષ્ય માત્રને ઇષ્ટ છે. જેને સત્ય નીતિપર પ્રેમ છે, તેના વડીલને ધન્ય છે. જે પુરૂષનું જીવન દેશસેવા અને વિદ્યાવૃદ્ધિમાં વ્યતીત થાય છે, તેનોજ જન્મ સફળ મનાય છે.

( અદૃશ્ય થઇ જાય છે. )

બ્રહ્માનંદ--( બધાને ) ભાઇઓ, આપ ચારેમાં કોણ શ્રેષ્ટ છે તે આપે જાણી લીધું છે. જેને પૈસો મળે પણ તેનો સદુપયોગ કરી દેશ સેવા ન કરે, ગરીબની આશીશ ન લે, તેની જીંદગી નિરર્થક અને કેવળ ભૂમાતાને ભારે મારનારી છે.

ન્યાલદાસ–(નમીને) મહારાજ, હું સમજ્યો. જેનો પૈસો દેશ સેવા અને વિદ્યાદાનમાં વપરાતો નથી, તેનો જન્મ વ્યર્થ છે. આજથી હું મારી મિલ્કતનો ચોથો હિસ્સો વિદ્યાખાતાને અર્પણ કરૂં છું.

**બ્રહ્માનંદ**--ધન્ય છે, ધન્ય છે!

**લોભીલાલ**--મહારાજ, મેં વ્યાજના ઘણા પૈસા ખાધા, લોકોનાં ગળાં કરી ત્રાસ લીધા, મારા દુર્બુદ્ધિના હાથે કાંઇ પણ સુકૃત્ય થયાં નથી. જેને માટે હું પ્રભુની પ્રાર્થના કરી માફી માગું છું. આજથી હું મારી મિલ્કતનો અર્ધો હિસ્સો હુન્નરઉદ્યોગને અર્પણ કરૂં છું.

**બ્રહ્માનંદ**--ઘણું સારૂં હવે પછી પૈસાનો સદુપયોગ કરી નીતિથી ચાલો એજ ખરો ધર્મ છે. તમે સુખી થાઓ!

---

## વાર્તા ૯ મી.

**કૈકેયી**--સ્વામી, તમોએ અગાઉ મને આપેલા વચન મુજબ ભરતને અયોધ્યાનું રાજ, અને રામને વનવાસ આપવાની આપની પાસે આ પ્રસંગે હું માગણી કરૂં છું.

**દશરથ**—કૈકેયી, આપેલાં વચન પાળવાને હું બંધાએલો છું, મારી પાછળ ગાદીનો હક રામનો છે છતાં કદાચ

વચનને ખાતર રાજ ભલે ભરતને આપો, પણ મારા રામને વનમાં જવાનું ન કહો!

**કૈકેયી**—એમાં તે શું નવાઇ! વચન પાળવું એ ક્ષત્રિયોનો ધર્મ છે. હવે તો પૂર્ણ વચન પાળો, નહિ તો તેનો ભંગ કરી ના પાડો.

**દશરથ**—કૈકેયી, જરા તો સમજો! મારા ઉપર દયા કરો! હું હમણાજ તમારા ભરતને તેડાવી રાજ સોંપું છું. રામ મારી આજ્ઞા નહિ ઉથાપે! એ તમને કદી પણ આડે નહિ આવે!

**કૈકેયી**—હવે ઝાઝી વાત છોડી દો. બસ, હવે તો મારા ભરતને અયોધ્યાનું રાજ અને રામને ચૌદ વરસ વનનું રાજ.

**દશરથ**—અફસોસ! શું તું એકે વાતે નહિજ માને! શું મારો રામ વનમાં જશે! હાય... .... ( પડી જાય છે.)

(રામ આવી ચડે છે.)

**રામ**—પિતાજી! પિતાજી! ઉઠો, હું આપને દંડવત્ પ્રણામ કરૂં છું. (ઉઠતા નથી.) અરે, આ શું!

,, (કૈકેયીને) માતાજી કૈકેયી! મારા પિતાજી કેમ બોલતા નથી! શું મારો કાંઇ અપરાધ થયો છે?

**કૈકેયી**—તમારો અપરાધ નહિ પણ તેમની જીભનો અપરાધ થયો છે. વચનમાં બંધાયા છે ને પાળવામાં ફસાયા છે.

**રામ**—માજી કહો તો ખરાં કે શું વચન છે?

**કૈકેયી**—સાંભળો. તે તો નહિજ બોલે, પણ તેમની વતી હું તમને જણાવું છું કે તમારે અયોધ્યા છોડી ચૌદ વરસ વનમાં જવું.

**રામ**—આહા! બસ એજ! એજ મારા પિતાજીની આજ્ઞા છે?

**કૈકેયી**—હા, એજ આજ્ઞા છે. આજ્ઞાને પાળો અને વનવેશ પહેરી વનમાં સીધાવો.

**રામ**—પુત્રની ફરજ છે કે પિતાની આજ્ઞા પાળવી સૂર્ય પશ્ચિમમાં ઉગે, સમુદ્ર માઝા મૂકે, આકાશ ઉલટી જાય, પણ આ રામ પિતાની આજ્ઞાનો ભંગ કદી પણ નહિજ કરે.

(જાય છે ને કપડાં પહેરી તરત આવે છે.)

( આ વાતની ખબર પડતાં લક્ષ્મણ પણ આવે છે.)

**લક્ષ્મણ**--(રામને જોઇને) અરે જ્યેષ્ટ બંધુ, આ શું!

**રામ**—સત્ય, ટેક અને પિતૃભકિતનો મહિમા જગતને દષ્ટાંત રૂપે બતાવી આપવાનો શુભ પ્રસંગ છે.

**લક્ષ્મણ**—ત્યારે હું પણ આપની સેવા બજાવવા અને જગતને દષ્ટાંત રૂપ થવા આપની સાથે આવીશ.

**રામ**—નહિ, હું એકલો જઇશ અને ચાૈદ વરસ પુરાં કરીશ.

**લક્ષ્મણ**—વડિલ બંધુ, મને મારો સત્ય ધર્મ બજાવવાને લાભ લેવા દો.

**રામ**—બંધુ લક્ષ્મણ, હઠ છોડો. વનમાં રહેવું સહેલું નથી.

**લક્ષ્મણ**—આપને દુઃખ તો મને પણ દુઃખ! પણ હું આપના વિના રહી શકનાર નથી. આપની સેવા બજાવવા માટે પડતી મુશ્કેલીઓને ખસેડવા જતાં મને, દુઃખ નહિ પણ આનંદ લાગશે માટે કૃપા કરી સાથે લ્યો.

**રામ**—ભલે ભાઇ, તારી એવીજ ઇચ્છા છે તો ભલે તૈયાર થા.

(લક્ષ્મણ જાય છે).

**રામ**—પાળું પ્રતિજ્ઞા પ્રેમથી, પિતા વચનની આજ;
સોંપું વ્હાલા ભરતને, આ નગરીનું રાજ. (જાય છે.)

---

## વાર્તા ૧૦ મી.

**લક્ષ્મણ**—( દોડતા આવીને ) અરે જ્યેષ્ટ બંધુ, આમ શું બેસી રહ્યા છો? જુઓ તો ખરા! આ સામે ધૂળના ગોટા અને ઘોડાના પગના દાબડા વાગતા સંભળાય છે.

મને તો લાગે છે કે એ રાજલોભી ભરત આપણુને વનમાં પણ સુખે બેસવા દેનાર નથી. મુરબ્બી, હવે તો હદ થઈ છે. રાજ છોડયું, દેશ છોડયો, છેવટે જંગલવાસી થયા તોપણ એને સંતોષ જણાતો નથી; માટે હવે તો આપો આજ્ઞા કે એ રાજલોભી ભરતને તેના પ્રપંચનો બદલો દેખાડી દઉં!

**રામ**—(જરા હસીને) પ્રિય ભ્રાત લક્ષ્મણ, શાન્ત થાઓ! અંતે સત્યનો અને ધર્મનોજ જય છે. જો મારો ભરત રાજલોભી, કપટી અને અનીતિવાન હશે તો તે અહીં આવે તરત જણાઇ આવશે. સાહસ કરવું નહિ, તમે ભૂલ ન કરો અને આપણા પરમ પવિત્ર પિતાજીની ઉત્તમ નીતિને યાદ લાવો. સત્ય વર્તનને ખાતર તેમણે આપણા વિયોગનું કેટલું બધું દુઃખ સહન કર્યું છે! તો એવા સદાચરણી અને એકવચની પિતાનાં સંતાનોમાં એવી હડહડતી અનીતિ નજ હોય. મારૂં હૃદય તો સાક્ષી પુરે છે કે રઘુવંશ કુળમણિ ભરત તે આપણો સાચો ભાઇજ છે.

(એટલામાં ભરત આવે છે. તરતજ રામચંદ્રજીના પગમાં માથું મૂકે છે. જરાવાર પછી.)

**ભરત**— ( ગદ્દગદ્ ) કંઠે હાય પ્રભુ! આ હું શું જોઉંછું! આપ, મારાં માતુ તુલ્ય દેવી સીતાજી, ભાઇ લક્ષ્મણ સર્વની આ દશા! આ વેશ! ને આ દુઃખ! અને તે પણ શું આ પાપી ભરતને માટેજ!! ક્ષમા કરો પ્રભુ, મને ક્ષમા કરો, હું નિર્દોષ છું.

**રામચંદ્રજી**--( ભરતને ગળે બાઝીને ) મારા વહાલા ભરત, ખરેખર તું નિર્દોષ છે. શાન્ત થા, આમ શોક કરવાનું કારણ નથી. અમને કોઇને પણ દુઃખ છેજ નહિ, જે બન્યું છે તે યોગ્યજ બન્યું છે.

**ભરત**--ભાઇ, કલંકની કાળી ટીલી મારા કપાળે લાગી તે લાગીજ. આપ મને નિર્દોષ જોશો, પણ દુનિયા મને નિર્દોષ કેમ જોશે? અબુધ માતાની કપટ જાળ અને તેથી થએલાં કૃત્યથી હું આ મારૂં પાપી મુખ દુનિયાને કેમ બતાવું? આપનો વિયોગ, પૂજ્ય પિતાનો પરલોક વાસ, માતાઓનો કલ્પાંત, અને રાંકડી પ્રજાના પોકારથી આ ભરતને મળતા ફિટકારો તેને સાલે છે અને બાળે છે.

**રામ**, **લક્ષ્મણ**--હાય દૈવ! શું પિતાજી પરલોક સીધાવ્યા!!

**સીતાજી**--અરે પ્રભુ આ શી આફત!

( સર્વ દીલગીર થાય છે.)

લક્ષ્મણ—( ગદ્ગદ્ કંઠે )

ગજલ કવાલી.

રખડતા કયમ કરી ચાલ્યા, પિતા પરલોકના પંથે,
હૃદયની ઉર્મીઓ ઉંડી, ગમ્યું શું હે પિતુ તમને!
ઉમળકા પ્રેમના લાવી, નીરખતા નેહ દૃષ્ટિથી,
પૂરા વાત્સલ્યથી પાળ્યા, ખરે એ આપની ભક્તિ!
દીધી શિક્ષા રૂડી રીતિ, કુશળ થાવા જગત માંહે,
પૂરી ભક્તિ બતાવાનો, સમય તો ના રહ્યો કાંઇ!
વિપદ્ વ્હોરી શિરે સાથે, જણાવા જગતને કાજે,
ગતિ કો કર્મની જાણે, વિધિના લેખને ટાળે. ?

સીતા—પ્રભુ! કૈકેયી માતાનાં વચનની કઠોર માગણીના પરિણામે અલ્પ સમયમાં કેટલો બધો અણધાર્યો ફેરફાર! પૂજ્ય સ્વસુરનું મૃત્યુ, પ્રજાની દુર્દશા! બંધુઓને આટલું સંકટ! અહો કર્મની ગતિ ન્યારીજ છે!!

રામ—પ્રિયબંધુ ભરત તથા લક્ષ્મણ અને સતી, શાન્ત થાઓ, કલ્પાંત ન કરો. આવા પ્રસંગે તો પિતાજીના આત્માની શાન્તિને માટે આપણે પરમ કૃપાળુ પરમાત્માની પ્રાર્થના કરવી જોઇએ એજ ઇષ્ટ છે કે ભવિષ્યની મજા પણ એવા રસ્તાને અનુસરે.

**સીતાજી**—પ્રાણેશ ! પિતાજીના પરલોક ગમનના અમંગળ ખબર સાંભળ્યા પછી શુદ્ધિ માટે શાસ્ત્ર વિધિ પ્રમાણે ચાલો, ગંગાજીમાં સ્નાન કરવા જઇએ.

(સ્નાન કરી આવ્યા બાદ)

**રામ**—પ્રિય સત્યાગ્રહી ભરત, તું સરલ છે, વિશુદ્ધ છે, તારી મારા પ્રત્યેની પૂજ્ય લાગણી એ તારા મુખમાંથી નીકળતા શબ્દોજ કહી આપે છે. હંમેશાં બનવાનું તે બન્યાજ કરે છે. કર્મની ગતિને કોઇ કળી શકતું નથી. માતાજી કૈકેયી પણ નિર્દોષ છે. પવિત્ર બંધુ, તારો આવો નિર્મળ પ્રેમ મારા પ્રત્યે અખંડ રહે એવી મારી ભાવના છે.

**ભરત**—ત્યારે પધારો મારા શીરતાજ ! અયોધ્યાની ગાદીને દીપાવો, અને પ્રજા તથા માતાનાં ઉકળતાં હૃદયને શાન્ત કરો. હું આપનો ચરણરજ કિંકર, તેને આવી અનીતિના અપવાદમાંથી ઉગારો !

**રામ**—ભરત, સુજ્ઞ થઇ આ શું બોલો છો ? આપણા પૂર્વજ હરિશ્ચંદ્રે સત્ય વચનને ખાતર રાજપાટ તજ્યાં, જેણે પોતાની રાણી અને વહાલા પુત્રના પ્રાણની પરવા ન કરી તેવા પવિત્ર કુળના પરિવાર જે આપણે, તે જ્યારે આપણુંજ બોલ્યું ન પાળીએ તો પછી દુનિયામાં સત્ય

એવી ચીજ રહેજ કયાંથી? આપણે રાજા થઇ આપણા કર્તવ્યનો સચોટ દાખલો બેસાડવો જોઇએ કે ભવિષ્યની પ્રજા પણ એજ રસ્તાને અનુસરે.

**લક્ષ્મણ**--પ્રિય ભાઇ ભરત, મારી પણ ઇચ્છા છે કે તમે સુખેથી અયોધ્યા જાઓ અને પિતાની ગાદી સંભાળો. ચૌદ વરસ કાલ સવારે વીતી જશે.

**રામ**--પ્રિય ભરત, હવે તમે અહીંથી સત્વર અયોધ્યા સીધાવો.

**ભરત**--પ્રભો! આપ પણ આ શું વદો છો? શું આપના રાજ્યાસન ઉપર બેસવાને મારી સત્તા છે? એથી તો મારી અપકીર્તિ ગવાય, શાસ્ત્રમાં કહ્યું છે કે અપકીર્તિ કરતાં તો મરણ સારૂં છે. બસ હવે તો અહીંથી નહિજ જાઉં. અન્નજળનો ત્યાગ કરી પિતાજીના પંથે પ્રયાણ કરીશ. મારા છેલ્લા પ્રણામ છે!

(ભરત પડી જાય છે.)

**રામ**--(ભરતનો હાથ પકડી) ભરત, ભરત, આમ છેક નબળા મનના ના બનો. વિચારવંત બંધુ, વિચાર કરો. પિતાજીની આજ્ઞાનો અનાદર કરી ચૌદ વરસ વન ભોગવ્યા સિવાય હું રાજ્યાસન પર પગ કેમ મૂકું? પણ ભાઇ, આવા ધર્મ સંકટમાં હવે આપણી બન્નેની નીતિ

જાળવવા માટે હું તમને આજ્ઞા કરૂંછું કે આ મારી ચરણ પાદુકા લઇ તમે તે અયોધ્યાની ગાદી પર રાખો અને ઉત્તમ પ્રકારે રાજ ચલાવો.

**ભરત**---પ્રભુ! આપની આજ્ઞા શીર ઉપર ચઢાવી આ આપની પાદુકા લઇ પિતાજીની ગાદી પર રાખીશ અને આપના નામથીજ રાજ ચલાવીશ; વળી મારાથી પ્રતિજ્ઞા લેવાઇ ગઇ છે કે આપના વિના હું અયોધ્યા નહિ જાઉં, જેથી હું અહીંજ ઝુંપડી બનાવી વનવાસ ભોગવીશ, અને આપના ચરણનું ધ્યાન ધરતો ધરતો રાજનો કારભાર બનશે તેવો સારી રીતે ચલાવીશ ને પિતાજીની અને આપની પ્રજાને સુખી કરીશ. આપના આવ્યા પછી આપણે સાથે મળી અયોધ્યા પ્રયાણ કરીશું. વડીલ બંધુ, આપનો વનવાસ સુખરૂપ હો!

---

## વાર્તા ૧૧ મી.

એક વખત વિશ્વનગરીના રાજાના દરબારમાં ભક્તિ અને દયાને વાદવિવાદ ચાલ્યો. ભક્તિ કહે હું મોટી અને દયા કહે હું. આમ થતાં તકરાર વધી પડી. આથી રાજાના મનમાં પણ તેમની તકરારનો નિર્ણય કરવાને આશ્ચર્ય સહિત ઇચ્છા થઇ આવી, એટલે પોતાના ન્યાયાધીશને નગરમાં જંઇ

બેમાં કોણ શ્રેષ્ઠ છે તે નક્કી કરવા આજ્ઞા કરી. પછી ત્રણે જણે તેમ કર્યું અને કોઈ એક મોટા શહેર આગળ આવ્યા. પાધરમાં એક નદી વહેતી હતી. તેને કાંઠે એક ધર્મશાળા હતી; રાત પડી એટલે તેમાં બીજાં કેટલાંક વટેમાર્ગુઓ પણ આવીને ઉતર્યા, તેમાં કેટલાંક જાત્રાળુઓ પણ હતાં. હવે જાત્રાળુઓની એક મંડળી ભેગી થઈ રાત્રે ભજન ગાવા બેઠી. ભજનીઆઓ તંબુરો, મંજીરાં, ઝાંઝ, પખાજ, વગેરે લઇ ઇશ્વરનાં ભજન ગાવા બેઠા કોઇ તો કૂદવા અને કોઇ તો મોટે સાદે ગાવા લાગ્યા. કોઈ તો લાંબા હાથ કરી બીજાને શિખામણ દેતા હોય તેમ ચાળા કરવા લાગ્યા. બીજા કેટલાક સાથે રાગ પુરાવા લાગ્યા. આમ ભજનની ધૂન ચાલી રહી હતી તેવામાં એકાએક બહાર બૂમ પડી, કે કોઇ આવો રે કોઇ આવો! અરે છે કોઇ પ્રભુનો લાલ! આ નિર્દય અને ઘાતકી માણસ અમને મા દીકરાને મારે છે અને દાગીના લઈ જાય છે બૂમ સાંભળતાં વારજ ભજનીઆ ચમકયા, શું છે, શું છે? કોણ છે, કોણ છે? એમ એક બીજાને પૂછવા લાગ્યા. હવે ભજનમાં ભંગ પડયો, તેથી તેઓ નારાજ થયા. તેમાંનો એક બોલ્યો, અરે આ ગાવા બજાવવાનો રંગ જામ્યો છે, તેમાં વળી આ શું? કાંઇ નહિ, કાંઇ નહિ, એમ એક બીજાને કહી પાછું ગાવાનું શરૂ કર્યું.

હવે ભજનીઆ માંહેના એકની લાગણી ઉભરાઇ આવી. તરત તેને મનમાં સૂજી આવ્યું કે હું ઈશ્વરનાં ભજન ગાવા તો બેઠો છું. પણ બહાર કોઇની બૂમેબૂમ પડી રહી છે. માટે કોઇ પણ માણસ દુઃખમાં હશે અને બીજાઓની મદદ માગવા પોકાર કરે છે. ભક્તિની સાથે દયા રાખવી તેજ ભક્તિ કર્યાનો ખરો રસ્તો છે. આમ વિચાર કરતાની સાથેજ તે ઝડપ લઇને ઉઠયો, આજુબાજુ જોયું તો એક તરફ લાકડીનો ડડો પડેલો દીઠો. ઝટ વારમાં તે ઉપાડી બહાર દોડયો; આ જોઇ ગાનારા ભજનીઆઓ પણ ગાવું પડતું મૂકી તેની પાછળ દોડ્યા. જતાની સાથેજ પેલા ચોરને એક બે લાકડીના ઝપાટા લગાવ્યા. ઘણા માણસો ભેગા થએલા જોઈ પેલા ચોરો તે બાઇના છોકરાને મૂકી દઇ નાસી ગયા. બાઇ અને તેનો છોકરો દાગીના સાથે બચ્યાં. સવાર થતાં સૌ જાત્રાળુઓ પોતપોતાને રસ્તે પડ્યા.

આ બધું જોઈ દરબારમાંથી આવેલા ન્યાયાધીશે ભક્તિને કહ્યું કે "દયા વિના ભક્તિ નકામી છે" જો ભજન કરવાની સાથે જાતિભેદ રાખ્યા વિના પશુ, પંખી અને દરેક માણસ ઉપર દયા રાખી બીજાનાં દુઃખ ટાળે અને તેની સાથે ઈશ્વર ભક્તિ કરે તોજ તે ખરી ભકિત ગણાય છે અને તેના ઉપર ઇશ્વર રાજી રહે છે.

# વાર્તા ૧૨ મી.

કોઇ એક ગામમાં મીઠો કરીને એક ચમાર રહેતો હતો. તે રોજ સવાર સાંજ ઉઠતાં અને સૂતાં પરમેશ્વર પાસે પ્રાર્થના કરી માગતો, કે "હે પ્રભુ તું મને સત્ય બોલવામાં અને બોલેલું પાળવામાં મદદ કર." આટલું બોલી તે સવારમાં પોતાને ધંધે વળગતો.

ઇશ્વરનો નિયમ છે કે જે માણસ સાચા દીલથી અને વિશ્વાસ રાખીને પરમેશ્વર પાસે જે માગે તે તેને મળેજ. મીઠાને નાની ઉમરથીજ કોઇ સારા માણસની સોબત લાગી હતી. નવરાશની વખતે મીઠો તેમની પાસે જતો ને ત્યાં નીતિ-ધર્મની સારી સારી વાતો સાંભળતો. આથી તેના મન પર સારી અસર થઈ અને તેનું મન પણ દૃઢ થયું. તેનો ધંધો ચામડાં કેળવવાનો અને પકવવાનો હતો. વખતો વખત તે પોતાનું કામ કરતાં ઈશ્વરનું ભજન પણ ગાતો.

હવે એક દિવસ એવું બન્યું કે તે ગામમાં પરદેશી વેપારીઓ ચામડાં ખરીદ કરવા આવ્યા. તે ગામના બીજા ચમારોને આ વાતની ખબર પડી તેથી ચામડાના ભાવ વધારી દીધા. પરદેશી વેપારીઓએ ચમારવાડામાં બધે ફરી ચામડાના ભાવ પુછયા. તેમાં એકંદરે મીઠાનો માલ સારો અને ભાવમાં પણ કીફાયત જણાયો. તેથી તેમણે મીઠાના ઘરમાં જેટલાં

ચામડાં હતાં તે બધાં ખરીદ્યાં અને પૈસા ગણી આપી ચાલતા થયા. આથી મીઠાની નાતવાળાઓને અદેખાઇ આવી, તેથી તેમણે ઠરાવ કર્યો કે મીઠો આપણા કહેવા પ્રમાણે ચાલે તો ઠીક, નહિ તો આપણે તેને આપણી નાતમાંથી દૂર કરવો. નાતીલામાંના એકે આવી મીઠાને સમજાવ્યો કે તું આપણા નાતવાળા સાથે એકલપેટો રહે છે, તારી મરજી પ્રમાણે ધંધો કરે છે ને કોઇ વાત અમને પૂછતો નથી, તેથી ગામના બધા ચમારો તારાથી નારાજ થયા છે. હવે જો તું નાતના કહેવા પ્રમાણે નહિ ચાલે, તો તને પંચ નાત બહાર મૂકશે. મીઠાએ કહ્યું કે ભલે. હું નાતીલાઓથી દૂર રહીશ. પણ મારી ખરી ટેકને હું મૂકીશ નહિ અને ઇશ્વરનો ગુન્હેગાર થઈશ નહિ. નાત મને દૂર કરશે પણ ઇશ્વર મને દૂર નહિ કરે હું તો મને જે સત્ય અને વાજબી લાગશે તે કરીશ

મીઠાએ પોતાની ટેક મૂકી નહિ, જેથી ચમારના પંચે તેને નાત બહાર મૂક્યો. તેઓ મીઠાને કોઈ બાબતમાં ભાગ લેવા બોલાવતા નહિ, ને તેનો તિરસ્કાર કરતા. કોઇ કોઇ તો તેને મોઢા ઉપર ગાળો દેવા લાગ્યા. મીઠાએ આ બધું સહન કર્યું અને મરતાં સુધી તેણે પોતાની ટેક છોડી નહિ આ ઉપરથી સમજવાનું કે હલકી જાત પણ જો સારા માણસની સોબત કરે છે, તો તે સુધરી જાય છે; માટે દરેક જણે નાનપણથી સજ્જનની સોબત કરવી.

## વાર્તા ૧૩ મી.

કોઇ એક નદીના કાંઠાપર નવલપુર કરીને ગામ હતું તેમાં દીનશંકર, નામે બ્રાહ્મણ રહેતા હતા. તેઓ ઉચ્ચ જ્ઞાતિના હોવાથી પોતાની ફરજ બજાવવામાં કુશળ હતા. સત્ય બોલવું, પ્રાણીઓ ઉપર દયા રાખવી, સૌ સાથે મિત્રભાવ રાખવો, બદદાનત કરવી નહિ, સૌનું ભલું થાય તેવાં કામો કરવાં, સંતોષ રાખવો, કોઇનો ધિક્કાર કરવો નહિ, આંગણે આવેલા માણસનો સારી રીતે સત્કાર કરવો અને ઇશ્વરથી ડરીને ચાલવું વગેરે વગેરે નિયમો પાળવામાં તેઓ કુશળ હતા. પોતે દરરોજ સવારમાં વહેલા ઉઠી ઇશ્વરનું ભજન કરે અને તેમના ઉપકારને યાદ કરી પછી પોતાને કામે વળગે. આવી ઉચ્ચ જ્ઞાતિના દીનશંકર મહારાજ પોતાની ફરજ બરાબર પાળે છે, એવું નવલપુર ગામના લોકોના જાણવામાં હતું તેથી તેઓ કોઈ કોઇ વખતે રાતના તેમની પાસે આવતા. દીનશંકર તેમને સારી સારી શિખામણો આપતા.

એક દિવસ ગામના કેટલાક માણસો દીનશંકરને ત્યાં બોધ સાંભળવા બેઠા હતા, તેવામાં એક માણસે દીનશંકરને પૂછ્યું, મહારાજ! આ દુનિયામાં માણસના વચનની પરીક્ષા કેવી રીતે કરવી? અને તેમાં સૌથી શ્રેષ્ઠ કોને

ગણવો? ત્યારે દીનશંકર બોલ્યા, ભાઇ સાંભળો! હું તમને તેનો દાખલો આપીનેજ સમજાવીશ તો ઠીક પડશે.

જેમ ખાખરાના ઝાડને સુંદર ગંધ વિનાનાં અને કાંઇ ફળ ન આપનારાં કેસુડાં નામનાં પુષ્પ આવે છે, તેમ જે માણસના મુખમાંથી દેખીતાં સુંદર પણ ફળ નહિ દેનાર અથવા નહિ પળાતાં વાકયરૂપી પુષ્પો નીકળે છે તેને કેસુડાં સમાન અને તેવાં માણસોને ખાખરાના ઝાડ સમાન સમજવાં.

આંબાના ઝાડને પહેલાં મોર આવે છે. તે વખતે તે આપણને જણાવે છે કે મારા આ મોર પછી હું તમને ફળ આપીશ. તે મોર ખરી પડતાં તેની જગાએ કેરીઓ બાઝે છે અને એ ફળ માણસો ખાય છે. માટે તે ઝાડને ઉત્તમ સમજવું; અને તેવાં વર્તનવાળાં માણસને પણ આંબાના ઝાડ માફક ઉત્તમ સમજવાં, કે જેઓ મોઢામાંથી બહાર કાઢેલાં વચનને પાળે છે. આ દુનિયામાં એવા ઘણાં માણસો હોય છે, કે જેઓ પોતાને મોટા ગણાવવા અથવા કાંઇ સ્વાર્થની ખાતર માત્ર બોલી વળે છે, પરંતુ તે પોતે પાળતા નથી. છેવટે તેવાં માણસોને સૌ કળી જાય છે અને તેઓ હલકા પડે છે પોતાનાં વચન પાળવા માટે હરિશ્ચંદ્ર રાજાએ પોતાનું આખું રાજપાટ છોડયું અને વ્હાલાં સ્ત્રી બાળકના માથે મહા મહા દુઃખ પડ્યાં. તો પણ ટેકની ખાતર તેની તેમણે જરા પણ દરકાર કરી નહિ. તે સિવાય નળરાજા,

પાંડવો, રામચંદ્ર, વગેરે મહા પુરૂષોનાં જીવન ચરિત્રો આપણી પુરાણી ઐતિહાસિક વાર્તાઓ ઉપરથી દૃષ્ટાંત રૂપે મળી આવે છે. માટે જે બોલ બોલવો તે અવશ્ય પાળવો. એનું નામ માણસાઇ કહેવાય.

---

## વાર્તા ૧૪ મી.

કોઇ એક શહેરમાં એક નગરશેઠ રહેતા હતા. તે પૈસાવાળા હતા એટલે તે ગામના અને તેમની નાત જાતના લોકો તેમને બહુ માન આપતા, અને સૌ તેમને પૂછીને વાત કરતા. તેમને એકજ દીકરો હતો. તેનું નામ લક્ષ્મીચંદ હતું. શેઠે વિચાર્યું કે મારે એકજ દીકરો છે, માટે તેને ઝટ પરણાવી લ્હાવો લઉં તો ઠીક. આ વાતમાં શેઠાણી પણ તેવાંજ તત્પર થઇ રહ્યાં હતાં. હવે વિચાર થતાંજ તેમણે લગ્ન લેવાં શરૂ કર્યાં. ઘર આગળ મોટો માંડવો બંધાવ્યો, મોટા મોટા કારીગરો ને ચિતારા બોલાવી મંડપની શોભામાં વધારો કર્યો, રંગ બેરંગી ચોક પુરાવ્યા. તરેહ તરેહનાં વાજાં વાગવા માંડ્યાં, સુખડીઆઓને બોલાવી જાતજાતની મિઠાઈ બનાવવા હુકમ કર્યો, ગામના અને નાતના લોકો ભેગા થયા, એક રાત્રે લક્ષ્મીચંદનો વરઘોડો ચઢયો, વરરાજાને ઘોડા ઉપર બેસાડ્યા. તેનું શરીર સોનાના દાગીના, રેશમી કપડાં અને

ફૂલોના હારથી ઢંકાઇ રહ્યું હતું, સાથે દારૂખાનાનો દેખાવ અને બંદુકોના ભડાભડ અવાજ થવા લાગ્યા. ધામધુમ સાથે વરઘોડો ગામના મધ્યના એક ચોકમાં આવી પહોંચ્યો ત્યાં આગળ દારૂખાનાવાળાઓએ દારૂનાં ઝાડો રોપી મૂક્યાં હતાં. હવે ત્યાં આતસબાજી સળગાવવા માંડી, તેના ગડગડાટ અને સુસવાટા ભર્યા અવાજ થવા લાગ્યા, તેવામાં એક કૌતક બન્યું.

જે મજુરોને માથે દારૂખાનાના ટોપલા હતા, તેમાં એક દેવતાનો તણખો પડયો તેની કોઇને ખબર રહી નહિ. એકાએક ભડકા સાથે તે ટોપલો સળગવા લાગ્યો. દેવતા ઉડવાથી તેની સાથે બીજા મજુરોના માથા ઉપરના ટોપલા પણ સળગવા લાગ્યા, એટલે એક પછી એક એમ ટોપલા પછાડી મજુરો નાસવા લાગ્યા. માણસની ઠઠ ઘણી હતી, તેમાં નાસભાગ થઇ રહી. વરરાજા લક્ષ્મીચંદ જે ઘોડા ઉપર બેઠો હતો તે ચમકયો એટલે બે પગે થઈ તેણે લક્ષ્મીચંદને પછાડયો. શેઠ તો બૂમે બૂમ પાડી રડવા લાગ્યા. આંફળા ફાંફળા થઈ ગભરાઈ ગયા. આમ દોડે ને તેમ દોડે, પણ જ્યાં માણસને પોતાનો જીવ બચાવવાનેજ મુશ્કેલી હોય ત્યાં શેઠનો પોકાર અને વરરાજાની ખબર કોણ લે? ગભરાએલાં લોકો નાસતાં નાસતાં પાસેની એક ધર્મશાળામાં

એક પછી એક ધક્કા મારીને પેસવા લાગ્યાં. તે ધર્મશાળામાં થોડું ઘણું એઠું જુઠું અન્ન ખાઇ બિચારાં લુલાં લંગડાં અને આંધળાં પાંગળાં માણસો પોતાનાં બાળકોને લઇને સૂતેલાં હતાં. તેમાં એકદમ માણસોનો ધસારો થતાં તેમનાં કેટલાંક અપંગ માણસો અને બાળકો તેમના પગ તળે કચરાયાં–છુંદાયાં અને કેટલાંક બાળકો તો મરણ પામ્યાં. તેઓ આ નગરશેઠને ગાળોનો વરસાદ અને બદદુઆ દેવા લાગ્યાં. સારે નસીબે વરરાજાને કોઇ એક ભલા અને બહાદુર માણસે ઉંચકી લીધો. અને આગથી બચવા પાસેના એક નાળામાં બેઉ ભરાઈ રહ્યા. આ રીતે નગરશેઠના પૈસાનો ઉપયોગ થયો. દારૂખાનું સઘળું હોલવાઈ ગયું. માણસો પોતપોતાને ઠેકાણે ગયાં અને જે લોકો શેઠની વાહવાહ કહેતા તેઓ અત્યારે તેમની ભવાઇની વાતો કરવા લાગ્યા. વરઘોડો વરઘોડાને ઠેકાણે રહ્યા. શેઠ વીલે મોઢે ઘેર આવ્યા. નાળામાં વરરાજાને ઉંચકી ગએલો માણસ પણ પાછળથી ઘેર આવ્યો અને જેમ તેમ કરી વિવાહ પુરો કર્યો.

આ વાત બન્યા કેડે કેટલાક દિવસે તે શેઠને ઘેર એક સાધુ આવી ચઢ્યા. શેઠે તેમને પોતાના છોકરાના વિવાહ સંબંધની વાત કરી, પડેલી મુશકેલી અને રંગમાં ભંગ

પડેલો તે સર્વે હકીકત જણાવી. સાધુ બહુ ભલા અને જ્ઞાની હતા. તેમણે શેઠને કહ્યું, કે શેઠ તમારો આટલો પૈસો ધૂળધાણી થયો અને લેવાનો લ્હાવો બરબાદ ગયો. ઇશ્વરે તમને જે પૈસો આપ્યો છે, તે આવી છેક કઢંગી રીતે ઉડાવવા આપ્યો નથી. જો તે પૈસામાંથી તમે તેનો થોડો ઘણો સદુપયોગ કર્યો હોત, તો તમને આટલું નુકસાન અને ફજેતી થાત નહિ. જ્યારે માણસને ખૂબ પૈસો મળે છે ત્યારે તે અભિમાન અને ગર્વમાં છલકાઇ જાય છે, ગરીબની દાદ સાંભળતો નથી, ને વિદ્યાને આશ્રય આપતો નથી. જુઓ કે તમારા દેશનાં લાખો સ્ત્રી પુરૂષ અને બાળકો એક સુકા રોટલાના કકડા માટે ટળવળે છે, તેની તમને દયા નથી. તમારાં આ કામથી પેલી ધર્મશાળામાં સૂતેલાં નિરપરાધી બાળકો છુંદાઇ મુઆં, તે પાપ તમને લાગ્યું છે. હું ભુખ્યો છું છતાં આવા પૈસાનો દુરૂપયોગ કરનાર તમારા જેવાના ઘરનું અન્ન જળ લેવું મને યોગ્ય લાગતું નથી. એમ કહી તે સાધુએ ત્યાંથી ઉઠીને ચાલવા માંડયું. શેઠ તેમને પગે પડ્યા અને પોતાને ત્યાં તે દિવસ રોકી જમાડી તેમની પૂરેપૂરી શિખામણ પાળવા વચન આપ્યું.

## વાર્તા ૧૫ મી.

મનહરલાલ આજે રાતના જરા ઘેર મોડો આવ્યો. તરતજ લોહીથી ખરડાએલાં કપડાં એક બાજુએ ઉતારી સાબુ લઈ બહાર ઓટલા ઉપર હાથ મોં ધોવા બેઠો. એટલામાં તેના બાપ ન્હાનાલાલ બહારથી આવ્યા. તેમણે મનહરના હાથ ઉપર લોહીના ડાઘ અને કપડાં જોયાં. જોતાં વારજ ચમકીને બોલી ઉઠ્યા, અરે મનહર આ શું! તારા હાથ અને કપડાં લોહીવાળાં શાથી થયાં? શું તને કોઇએ માર્યો? ક્યાંઇ વાગ્યું કે તું પડી ગયો? ત્યારે મનહરે કહ્યું, બાપા, મને કોઇએ માર્યો નથી તેમ વાગ્યું કે પડી ગયો પણ નથી. હું આપને ઘરમાં આવી બધી વાત કરૂંછું. થોડીવારે હાથ મોં ધોઈ કપડાં લઇ મનહર ઘરમાં આવ્યો. ખરડાએલાં કપડાં એક બાજુ મૂકી બીજાં કપડાં પહેર્યાં. બાપ દીકરો રસોડામાં જમવા બેઠા. જમતાં જમતાં બાપના પૂછવાથી મનહરે બનેલી હકીકત કહેવા માંડી.

બાપા, આજે રવિવાર હતો જેથી હું આપણા પાડોશના છોકરાઓ સાથે ગામ બહાર ફરવા ગયો હતો. ત્યાંથી પાછા ફરતાં જરાતરા અંધારૂં થયું હતું, અમે બધા આવતા હતા એટલામાં સામેથી એક ઘોડાગાડીમાંનો ચમકેલો

છુટ્ટો ઘોડો દોડી આવતો જોયો. કેટલાક છોકરા આડા અવળા ખસી ગયા. મારી સાથે મારો મિત્ર જયંતિલાલ હતો. અમો બન્ને દોડી જઈ એક ઘરના ઓટલા ઉપર ચઢી જવા લાગ્યા, એટલામાં જયંતિના પગે એક મોટા પત્થરની ઠેસ વાગી, તેથી પાસેના ઘરના પત્થરના પગથીઆ સાથે તેનું માથું અફળાયું. માથામાંથી ધડધડ કરતી લોહીની ધાર વહેવા લાગી; આંખે તંમર આવ્યાં અને તે બેહોશ થઇ ગયો. બીજા છોકરાઓ તો નાસી ગયા. હું પણ ગભરાયો તો ખરો, પણ હિંમત રાખી તેની પાસે બેઠો. મેં મારો એક હાથ તેના માથા ઉપર અને બીજો આંખ ઉપર દબાવી રાખ્યો. સારા નસીબે તે વખતે ત્યાં થઇને એક ગાડી જતી હતી ગાડીવાળાને બોલાવી અમે બન્નેએ જયંતિને ગાડીમાં સૂવાડયો. તેને ઘેર લઇ ગયા. જયંતિના બાપ ડૉકટર છે, એટલે તેમણે તરત તેનો ઉપાય કરવા માંડયો. તેમણે મને શાબાશી આપી મારો ઉપકાર માન્યો.

જયંતિ મારો ખરો મિત્ર છે, તેનામાં મિત્રને છાજે તેવા ગુણ છે. મારા અભ્યાસમાં તે મને મદદ કરે છે અને મને સારી સલાહ આપે છે. વળી તે પ્રમાણિક, વિશ્વાસુ અને સાચો છે. બાપા ! એવા મિત્રને આફતના વખતમાં પડતો મૂકી મારાથી ઘેર કેમ અવાય ? ત્યારે ન્હાનાલાલે

કહ્યું: બેટા તારામાં મિત્રની પરીક્ષા કરવાના અને તે પ્રતિ લાગણી રાખવાના ઉત્તમ ગુણ જોઈ હું બહુ ખુશી થયો છું. ખરેખર મિત્રતા તો દૂધ પાણીના જેવીજ જોઇએ. મનહરે કહ્યું, બાપા, દૂધ પાણીની મિત્રતા તે કેવી હશે તે મને સમજાવો તો સારૂં, ત્યારે ન્હાનાલાલે કહ્યું ભાઇ, તારી ઇચ્છા છે તો સાંભળ.

જેમકે દૂધ અને પાણી ભેગાં મળતાં તેનો રંગ દૂધ જેવો થાય છે અને પછી એક બીજાથી છૂટાં પડતાં નથી. દૂધમાંથી પાણીનો ભાગ બાળવા સારૂ માણુસો તેને ગરમ કરે છે, જ્યારે ગરમ થાય છે, ત્યારે પાણી દૂધને કહે છે કે ભાઇ તેં મને તારા જેવું બનાવ્યું છે તો મારી ફરજ છે, કે તારા બળતા પહેલાં મારેજ બળવું જોઇએ. જ્યાં સુધી મારામાં બળવા પણું ( પાણીનો ભાગ ) છે ત્યાં સુધી હું તને બળવા નહિજ દઉં, આથી દૂધને પાણી માટે લાગણી થઇ આવી કે મારો મિત્ર ( પાણી ) તે મારા માટે બળી પોતાનો આત્મભોગ આપે છે, જેથી તેણે પણ એકદમ ઉભરાવા માંડ્યું. ભાઈ જો કે દૂધ ઉભરાય છે ત્યારે આપણે તે શમાવવા માટે તેના ઉપર પાણીની છાલક મારીએ છીએ. અથવા વાસણ નીચે મૂકી ઠરવા દઇએ છીએ. ઠંડું પડતાં ઉભરો દબાઈ જાય છે ત્યારે ઉભરો હેઠો બેસે છે; એ વખતે

પાણી પોતાના મિત્ર દૂધને જણાવી આપે છે કે હે મિત્ર! તું ઠંડું થા. હું બળીશ, તેની ફિકર નહિ તેં મારો ઉપકાર કર્યો છે. મારી ફરજ છે કે મિત્રને દુઃખના વખતમાં મદદ કરવી પોતે દુઃખ સહન કરવું, પણ જેણે ઉપકાર કરેલો છે તેવા મિત્રને તો કદી પણ દુઃખ પડવા દેવું નહિ.

ભાઈ, ખરી મિત્રતા આનું નામ કહેવાય.

---

## વ્યસન નિષેધક સંવાદ.

**પાત્રો.**

ધરમદાસ
કરમચંદ } સુશીલ પાત્રો.

જાલીમજુગારી
સુંદરસીગારી
બાટલીબોર
ચટ્ટીચોર } ટણકટોળીનાં પાત્રો.

**સ્થળ**—રસ્તો.

**ધરમદાસ**—(સાદા ડ્રેસે આવીને ખીસામાંથી ઘડિઆળ જોઇને)

અરે! મારા મિત્ર મી. કરમચંદે કાલે મને આ ટાઇમે અહીં આવવા કહ્યું હતું. ટાઇમ તો થઇ ગયો; કેમ હજુ નહિ આવ્યા હોય! (એટલામાં કરમચંદ શ્વાસ ભર્યો આવે છે.)

**કરમચંદ**—(આવીને) કેમ મી. ધરમદાસ, કયારના ઉભા છો? માફ કરજો, હું આપણા નીમેલા ટાઇમ કરતાં જરા મોડો આવ્યો છું, કારણ કે રસ્તામાં એક ગરીબના છોકરાને ચોપડીઓ વગેરે અપાવવા રોકાઇ ગયો હતો, જેથી મને જરા વાર લાગી છે.

**ધરમદાસ**—ફિકર નહિ, ભાઇ, ગરીબને વિદ્યાદાન દેવું અને પરમેશ્વરે આપેલા પૈસાનો સદુપયોગ કરવો એ આપણું કામ છે; પણ ભાઇ, પેલી ટણકટોળી આજે કેમ નથી આવી?

**કરમચંદ**—સબુર કરો ભાઈ, હમણા આવશે. એમને જે વાતનો હરામ ચસકો લાગ્યો છે, તે પોતાના કામમાં અને ટાઇમમાં કદી પણ ભુલવાના નથી. જુઓ એ.... ....આવે (ટણકટોળી આવે છે)

(જાલીમજુગારી ગંજીપાનાં પાનાં ચીપતો વિચાર કરતો ચાલ્યો આવે છે.)

**ધરમદાસ**—કેમ ભાઈ, મહેરબાની કરી જણાવશો કે આપનું નામ શું?

**જાલીમ**—નામ-નામ આ જુઓ અમારાં કામ. એ ઉપરથી શું નથી જાણતા નામ? એટલીએ અક્કલ નથી કે નામ પૂછો છો?

**કરમચંદ**—ભાઇ ધરમદાસ, આતો પેલા છક્કા પંજાવાળા.

**જાલીમ**—હા એજ, મારૂં નામ જાલીમ-જુગારી.

**ધરમદાસ**—ભાઈ, આ ધંધો ક્યારના કરવા માંડયો છે?

**જાલીમ**—જુઓ સાંભળો, મારા બાપ નાનપણમાં મને મૂકીને મરી ગયા. મારી મા વિધવા થઇ. "રાંડી પુત્ર શાહજાદા" એ માફક ફરીએ છીએ. મને કોઈ વઢનાર કે કહેનાર નથી. બોલો, છે કોઇની પરવા? (ચીપે છે.)

**કરમચંદ**—ત્યારે જાલીમભાઇ, તમે ભલા કદાચ આ રમતમાં હારી જાઓ તો શું કરો? પૈસા કયાંથી લાવો?

**જાલીમ**—જુઓ મારો એક મિત્ર છે, તે મને સારી મદદ કરે છે; છતાં જરૂર પડે તો પાડોશીનાં ઘર કયાં નથી! ઉઠાવ કરીએ ને મારકીટમાં જઇ ખુડદા કરીએ; પછી શું!

**ધરમદાસ**—ભાઇ, તમારો એ મિત્ર છે તે ક્યાં છે?

**જાલીમ**—ક્યાં છે? (જોઇને) જુઓ, એ........આવે.

**ચટ્ટીચોર**—કેમ ભાઈ જાલીમ!

**જાલીમ**—કેમ ભાઈ, દોડત. દોડતા, કાંઇ આફત તો નથીને?

**ચટ્ટીચોર**—હા, એવું જરા હતું તો ખરૂં, પણ પોલિસની નજર ચુકાવી આવ્યો છું. લ્યો આ પૈસા. (આપે છે.)

**કરમચંદ**—ભાઈ. કહેશો કે આપનું નામ શું?

**ચટ્ટીચોર**—મારૂં નામ?

મારૂં નામ છે ઓર, કહેવાતો ચટ્ટીચોર;
કરૂં ચોરીનાં કામ. વેચું બજારે ને લઉં દામ.

**ધરમદાસ**—(કરમચંદને) ભાઈ, આતો બેઉ સરખા.

**જાલીમ**—હા, જેવા તમે, તેથી ઉલટા અમે;

જેવાં તમારાંકામ, તેથી ઉલટાં અમારાં નામ.

**કરમચંદ**—કાંઇ કામ કરતાં આવે છે શરમ!

**ચટ્ટીચોર**—જો રાખીએ શરમ, તો જાય દુનિયામાં ભરમ. વળી જુઓ, અમને મળતા બીજા અમારા બે મિત્રો આવ્યા.

(સુંદરસીગારી અને બાટલીબોર આવે છે)

**સુંદરસીગારી**—(હાથમાં બીડી બાકસ ને પાન લઇને)

મારૂં નામ સુંદરસીગારી, ફૂંકતો બીડી ભારી;
આ હાથમાં પાન, પીતો ચાહ ને ફરતો આમ.

**ધરમદાસ**—ભાઇ, પાન, કોફી, ચાહ અને બીડીઓ પીવાથી શું ફાયદો?

**સુંદર**—ફાયદો નહિ ત્યારે શું ગેર ફાયદો? સાંભળો;

દુનિયાનો છે કાયદો. પાન ખાવામાં ફાયદો,
પીએ ચાહ ને સીગાર, મળે મિત્રો અપાર;
એક પૈસાનું પાન, કાઢે જગમાં નામ,
કપ સાસરની જોડ, નહિ ખાપણુ કે ખોડ.

**કરમચંદ**—ભાઇ, પ્રીતિ કરવાને દુનિયામાં સજ્જન મિત્રો ક્યાં નથી? શું ચાહ કોફી અને પાનથીજ મિત્રતા વધતી હશે?

**બાટલીબોર**—હા, હા, યાર! મિત્રતા તો એથીજ વધે છે શું તમે મારા મિત્રોની નિંદા કરો છો? આ બાટલીની કિંમત ઓછી ગણો છો?

**ધરમ. કરમ.**—(આશ્ચર્ય પામીને)

**ધરમદાસ**—અરે! વળી આ ભાઇ સાહેબનો ઇતિહાસ તો ઓરજ છે.

**બાટલીબોર**—હા, ઇતિહાસ ઓર છે.

મારો ઇતિહાસ છે ઓર, પીએ બ્રાન્ડીને વધે તોર,
હોય ખીસાં ગરમ, તો રહે દુનિયામાં ભરમ;

શી બ્રાન્ડીની બ્હાર, ઉપર સોડાની ધાર,
છે લ્હેજત અપાર, પીએ શરાબ ને થાય....

**કરમચંદ**—ખ્વાર.... એટલું પણ બોલી દે ને !

અરે! આ ટોળી તો ખરેખર ટણુકટોળીજ છે.

**ધરમદાસ**—ભાઇ, આપનાં નામ જરા ફરીને બોલી જશો ?

૧ મારૂં નામ જાલીમજુગારી, છે આ મિત્રની બલિહારી;
૨ મારૂં નામ ચટ્ટીચોર, કરૂં ચોરી ને ફાડું ઘર.

**કરમચંદ**—ખરેખર, તમે કુળહીણ પુત્રો આવાં કુકૃત્યો વડે તમારી જાતને, નામને અને માબાપને લજાવો છો.

,, જુગાર ખેલ્યો પાંડવે, રહ્યા વરસ વન બાર,
રાજપાટને છોડીને, ભટકયા જંગલ પ્હાડ;
દુર્યોધન દુષ્ટે હણી, સતી તણી તો લાજ,
પતિ દેખતાં પલકમાં, દ્રૌપદી થઇ તારાજ;
સતિ દમયંતી ને પતિ, પુણ્યશ્લોક કે'વાય,
રઝળી રવડીને ભમ્યાં, નયણે નીર અપાર;
દુઃખ સહ્યાં દિન દોહ્યલે, કર્યાં નહિ જળપાન,
જુગારનું કાળું થજો, વાળ્યું સત્યાનાશ.

**ધરમદાસ**--જુગાર ખેલે જે જનો, કરે દ્રવ્યનો નાશ,
ચોરી કરતાં શીખવે, જુગારીને એ ખાસ;

કેદ પડે શિર ભોગવે, કોરટ દેતી શીખ,
જુગારીનું જલજો સદા, કાળું મુખ ખચીત;
ઘરમાં ઘાલે કો નહિ, કરે નહિ વિશ્વાસ,
ચોરીનું કાળું થજો, વાળ્યું સત્યાનાશ.

અરે નાની ઉંમરથી જુગાર ખેલતાં અને ચોરી કરનાર બાળકોને જેનાં માબાપ તરફથી યોગ્ય શિક્ષા મળતી નથી, તે આગળ જતાં મોટી ઉંમરે પૈસા અને આબરૂને ગુમાવી દુઃખી થાય છે ને તેનાં જવાબદાર તેનાં માબાપ ગણાય છે.

**કરમચંદ**—(સુંદરસીગારીને) કેમ ભાઇ, તમે કાંઇ શિખામણ લીધી?

**સુંદર**—બેશક! (બાકસ ને સીગાર જુએ છે.)

**કરમચંદ**—ત્યારે તમે તમારા દુર્વ્યસનને છોડશો?

**સુંદર**—બેશક!

**કરમચંદ**—ફેંકી દ્યો ત્યારે એ હાથમાંથી.

**સુંદર**—બેશક! (ફેંકતો નથી.)

**કરમચંદ**—કેમ ભાઇ ફેંકતા નથી ને ઉલટા પકડી રાખો છો? કેમ છોડવા મરજી નથી?

**સુંદર**—બેશક!

**ધરમદાસ**—(કરમચંદને) અરે ભાઇ, એ તો બીડીની ધૂનમાં બેશકજ બોલે છે, પણ આ બાટલીબોર પોતાની વાત છોડશે ખરા! જરા પૂછો જોઇએ.

**કરમચંદ**—કેમ ભાઇ, તમે તમારી બાટલીના સ્વાદને છોડશો?

**બાટલીબોર**—બેશક, એ છોડે તો હું પણ છોડું.

**ધરમદાસ**—પણ એ તો બેશકજ બોલે છે.

**સુંદર**—ત્યારે હું ત્રણ શક બોલું પછી શું?

,, જુઓ સીગાર બીડીનો શોક,

**ધરમ**—કાઢો ગોટા ને પૈસા ફોક.

**સુંદર**—નથી લ્હેજતમાં ખામી,

**ધરમ**—કરશો ખોંખોં ને પડશે ચાંદી.

**સુંદર**—આ રાતા મુખડાને જુઓ,

**ધરમ**—મોઢું જાણે ખાળનો ગંધાતો કુવો.

**સુંદર**—શું પાન બીડીની ખુબી?

**ધરમ**—પડશે દાંત ને આવશે પળી.

જાઓ તમારો જવાબ થઇ ચૂકયો. (સુંદર દૂર ઉભો રહે છે.)

**બાટલીબોર**—(આવીને) ત્યારે શું હું પણ તેમના જેવો?

**કુરમચંદ**—પીનારાનો તમાસો કેવો!

**બાટલી**—પણ શી બ્રાન્ડીને શરાબ!

**કુરમ**—પીનારાનું ખાણું ખરાબ.

**બાટલી**—શું નથી દુનિયામાં નવાબ!

**કુરમ**—ન જુએ બ્હેન કે ભાઈ.

**બાટલી**—નથી બ્રાન્ડીમાં માલ!

**કુરમ**—પૈસા ડૂલ ને ચીથરે હાલ.

**બાટલી**—પણ પીતાં લાગે છે સારી.

**કુરમચંદ**—ઇજ્જત અક્કલની ખ્વારી.

,, છપ્પન કોટી યાદવે, પીધો ભરી શરાબ,
રોળાયા રણજંગમાં, થયો સર્વનો નાશ.
પીયો દૂધ ગોમાતનાં, આવે અંગે જોર,
આયુષ્ય બળ કીર્તિ વધે, વધે અંગનો રંગ.
મધુ પીયે મદમાં બકે, ગણે ન બંધુ કોઇ,
નારી બચ્ચાં રડવડી, મરતાં આખર રોઈ.

(એટલામાં રસ્તામાં શહેર પોલિસ આવે છે.)

**પોલિસ**—અરે યારો ઇધર કયા ગડબડ મચાયા હૈ? ચલો, હટ જાઓ, ઝાહેર રસ્તા પર ધાંધલ મચાનેકા ગવર્નમેન્ટકા હુકમ નહિ હૈ.

(ટણુકટોળી જરા ભયભીત ને આશ્ચર્ય થઇને ઉભી રહે છે.)

**ધરમદાસ**—(પોલિસને) સાહેબ, આ મારા મિત્રો છે. તેમને હું યોગ્ય સલાહ આપું છું.

**પોલિસ**—યે લોક કયા કામ કરતા હૈ.? દેખને મેં કોઈ બદમાસ માલુમ પડતા હૈ સચ બોલો. હમ ઉસકો પોલિસ ગેટ પર લે જાયેંગે, ઔર ઉસકો સખ્ત સજા દીલાયેંગે.

**જાલીમજુગારી**—(ડરીને) નહિ સાબ, માફ કરો. અભી મેં કોઇ દિન જુગાર નહિ ખેલુંગા.

**ચટ્ટીચોર**—સાહેબ, મેં છોટા બચ્ચા હું, મેરેકું માફ કરકે છોડદો.

**બાટલીબોર**—યેજી સાબ, હમકું ખુદાકે વાસ્તે છોડદો, અભી મેં કોઇ દિન શરાબ નહિ પીઉંગા.

**સુંદરસીગારી**—સાહેબ, અભી મેં સીગાર પાન નહિ લઉંગા.

**પોલિસ**—જાઓ, તુમ છોટે બચ્ચે હો, જીસકે લીયે હમ તુમકો છોડ દેતા હૈ. અભી એસા કામ કભી નહિ કરો. (પોલીસ જાય છે સર્વ ઉભા થઈ રહે છે)

**જાલીમ**—૧ હું જાલીમજુગારી, અપરાધ કર્યો મેં ભારી....

(ગંજીપો ફેંકે છે.)

૨ હું ચટ્ટીચોર, ચોરીનો તોડું દોર... ( હથીયાર
ચપ્પુ ફેંકે છે.)

૩ હું સુંદરસીગારી, બીડીને દઉં બાળી....
( બાકસ બીડી ફેંકે છે. )

૪ હું બાટલીબોર, પીઉં તો તમારો ચોર....
( બાટલી પછાડે છે. )

**ગીત** ચારેનું. ( ધરમદાસ ને કરમચંદ પ્રત્યે. )

આપ નીતિના બોલ રૂપાળા, ધ્યાન થકી ઉર ધરશું રે,
હેમ સ્વરૂપી હિત કથનનાં, હેત વચનને પળશું રે.
ચોરી ચાડી જુગારબાજી, કરે ખલકને ખુવાર, પાજી—
સીગાર કોફી ચાહ બાટલી, હવે હૃદયથી તજશું રે.
આપ નીતિના૦

દેશ વેશને કદી ન તજશું, ધર્મ આપણો ફરીને ધરશું,
ન્યાય શાસ્ત્રને નમી પરસ્પર, પરમ પિતાને ભજશું રે.
આપ નીતિના૦

---

## વાર્તા ૧૬ મી.

મોહનપુર કરીને સુંદર શહેર હતું. ત્યાંના મહેતાજીનું નામ રામશંકર હતું તે બહુ ખંતીલા અને બાળકોને

કેળવવામાં ઉદ્યોગી હતા તેઓ પોતાના છોકરાઓને કોઇ કોઇ વખત ગામનાં જાહેર મકાનો, રેલવે, ગોદીઓ, ધર્મ-શાળા, કારખાનાં, કોરટો, ઓફિસો, બેંકો અને હોસ્પિટાલો દેખાડવાને ફરવા લઈ જતા, ને તે સંબંધી સઘળી હકીકત તેમને સમજાવતા કોઇ કોઇ વખત શહેર બહાર નદી, તળાવ, ખેતરો, ઝાડીઓ, વાડીઓ, ટેકરાઓ અને મેદાન દેખાડી તેની માહિતી આપતા, આકાશ જમીનનું થોડુંક ભાન કરાવી કુદરતની મહાન શક્તિ અને તેના ઉપકારોનું સ્મરણ કરાવતા, તે વખતે તો તેમની આંખમાં પ્રેમનાં ઝળઝળીઆં આવી જતાં. છોકરાઓ ઘણા ખુશી થતા અને રામશંકર મહેતાજીને પૂજ્ય ભાવથી માન આપતા. તેઓ સમજતા કે આપણે ઘેર જવાનું ન હોય અને આ મહેતાજી પાસેજ રહેવાનું હોય તો કેવું સારૂં !

એક દિવસ રામશંકર મહેતાજી પોતાના છોકરાઓને સવારે વહેલા ગામ બહાર લઇ ગયા; આકાશનો રંગ, સુરજ, વાદળાં, ચંદ્રમા અને તારાનું થોડું અવલોકન કરાવ્યું. સામે જરા દૂર પર્વત દેખાતો હતો તે બતાવી કહ્યું, જુઓ એ પર્વત છે. તે પોતાના સોબતી ટેકરાઓને સોડમાં રાખી કેવો લાંબો પહોળો સૂતો છે ! વળી ટેકરાઓમાં નાના મોટા અગણિત પથરા ભરાએલા છે. પર્વત ઉપર તરેહ તરેહના

વેલા છોડ અને ઝાડો ઉગેલાં છે, તેઓ આપણને જણાવે છે, કે અમે બધાં એક સંપથી એક બીજાંને વળગી રહેલાં છીએ. આપણી પાસે આ લીમડાનું ઝાડ છે, તેને મૂળીઆં, થડ, ડાળાં, ડાળીઓ અને પાંદડાં છે, તેઓ એકબીજાને અવલંબી રહેલાં છે. ઝાડનાં મૂળ ખોરાકને પાણી ચૂસે છે અને પાંદડાં સુધી તેને પોષણ મળે છે. પાંદડાં શ્વાસ લે છે અને આખા ઝાડને જીવતું રાખે છે વળી જુઓ ઝાડને સુરજનો પ્રકાશ કેટલી બધી મદદ કરે છે! પાંદડાં પણ પોતાનો નકામો શ્વાસ બહાર કાઢી પ્રાણીઓને જીવન આપે છે.

જુઓ આ પાસે નદી વહે છે, તેમાં નાના નાના પથરા અને રેતી કેવાં ધીમે ધીમે તણાતાં જાય છે છતાં એક બીજાને છોડતાં નથી. પથરાના ઘસારાથી રેતીમાં વધારો થશે. આ નદીમાં કેટલું બધું પાણી છે! તેમાં જાતજાતના તરંગો સુરજના પ્રકાશથી કેવા રંગબેરંગી શોભે છે! આવી નદીઓ ભેગી થઇ પોતાના માલિક સમુદ્રને મળવા જાય છે, તેઓ તેને કહે છે કે અમે અમારૂં કામ એકસંપથી સારી રીતે બજાવીએ છીએ

સમુદ્ર તો તમે જોયો હશે, તે કેવો શાન્ત અને ગંભીર હોય છે! એટલું અથાગ જળ મળવા છતાં પણ તે પોતાની મર્યાદા મૂકી ગર્વથી છલકાતો નથી. એ મહા પુરૂષની મોટાઇનો

દાખલો બતાવી આપે છે, વળી સમુદ્રના પેટમાં જાતજાતનાં માછલાં અને બીજાં સેંકડો પ્રાણીઓ ભરાએલાં છે, છતાં તે કોઇને ઇજા કરતો નથી. તેના પેટમાં મોતી, પરવાળાં અને એવી અસંખ્ય દોલત પડેલી છે, તે પોતાની પીઠપર વહાણો અને આગબોટોને દોડાવે છે. ખરે! સમુદ્ર તો સમુદ્રજ છે.

ભાઇઓ, આટલું જોયા અને જાણ્યા પછી તમે સમજ્યા હશો કે આકાશ, પર્વત, ઝાડ, નદી અને સમુદ્ર વગેરે પોતાના અવયવો સાથે કેવાં સંપથી રહેલાં છે. એક પત્થરની કાંકરી કે પાણીનું ટીપું કાંઇ કરી શકતું નથી, પણ જ્યારે સંપ વડે તેનો જથો મળે છે, ત્યારેજ તે પોતાનું બળ અજમાવી શકે છે. તમને કુદરત જણાવે છે કે પર્વત, ઝાડ, નદી વગેરે જડ પદાર્થોમાં પણ આટલું સંપ કરવાનું અભિમાન છે, ને તેઓ એક બીજાને ચાહે છે, તેવી રીતે દુનિયામાં બધાં માણસો એક સંપથી રહે તો કેવું સારૂં!

આપણી દયાળુ સરકારે નિશાળો કાઢી છે. તેમાં જુદી જુદી જાતના છોકરાઓને દાખલ કરે છે. તેમનો ઉદ્દેશ એવો છે કે તમામ જાતના છોકરાઓ એક ઠેકાણે સાથે અભ્યાસ કરે, તો તેમનામાં સંપનું બળ આવે ને તેઓ સુખી થાય. એ ખાતે આપણે તેમનો ઉપકાર માનવો જોઇએ. સંપથી પૈસો મળે છે, પૈસાથી સુખનાં સાધનો મળે છે અને સુખથી આયુષ્ય અને બળ વધે છે.

# વાર્તા ૧૭ મી.

જશરાજ કરીને એક શેઠ હતા. તેમની પાસે પૈસો પુષ્કળ હતો. તેઓ જાણુતા હતા કે પરોપકાર કરવાથી પરમેશ્વર આપણા ઉપર રાજી રહે છે, ગયો વખત ફરી ફરીને આવતો નથી, જે માણુસ સારા વખતનો લાભ લઈ, પોતાના પૈસા અને વખતનો સદુપયોગ કરતો નથી અને આળસ, ઇર્ષા તથા અભિમાનમાં છલકાઇ જાય છે, તે છેવટે દુઃખી થાય છે; માટે મારે પરોપકારનાં કામો કરવાંજ જોઇએ.

તેમણે બીન વારસી નિરાધાર બાળકોને ભણાવવાને અને ખાવાપીવાને માટે એક ફંડ ખોલ્યું હતું. તેમજ કેટલીક નિશાળો, દવાખાનાં અને ધર્મશાળાઓ બંધાવ્યાં હતાં અને લોક કલ્યાણનાં ઘણાં કામો કર્યાં હતાં.

પોતાના ગામથી દશેક માઇલને અંતરે એક બીજું ગામ હતું. ત્યાં જતાં રસ્તામાં એકે બીજું ગામ આવતું ન હતું, તેમજ રસ્તાપર પાકી બાંધેલી સડક કે માણુસને વિશ્રાન્તિ મળે તેવાં ઝાડો પણ ન હતાં. જેથી તેમણે પોતાના ગામથી છએક માઈલને અંતરે એક સુંદર કુવો બંધાવવા વિચાર કર્યો. હવે કુવો બંધાવવાનું કામ શરૂ કર્યું. ઇશ્વર કૃપાથી તેનું પાણી મીઠું નીકળ્યું. વટેમાર્ગુ અને આસપાસના લોકોએ તે કુવાનું પાણી બહુ વખાણ્યું. જેથી લોકોએ કુવાનું "મીઠીઓ કુવો"

એવું નામ પાડયું. હવે શેઠને સમજાયું કે કુવાનું પાણી મીઠું તો નીકળ્યું; પણ જો ત્યાં આસપાસ થોડાં ઝાડ રોપાવું તો તડકાથી કંટાળેલા મુસાફર ત્યાં પાણી પીને છાંયે બેસી આરામ લે. આવો વિચાર કરી કુવાની આજુબાજુ થોડે દૂર આંબો, બદામ, લીમડો વગેરે ઝાડો રોપાવ્યાં. તે વધ્યાં એટલે વટેમાર્ગુઓ મીઠીઆનું પાણી પી. તે ઝાડ તળે વિસામો લે અને જશરાજ શેઠને આશીશ દઇ પોતાને રસ્તે પડે.

હવે કેટલેક વરસે તે ઝાડો મોટાં થઇ ફાલ્યાં અને ઉપર ફળ આવવા લાગ્યાં. કોઈ કોઇ વટેમાર્ગુઓને મીઠીઆનું શીતળ પાણી પી, ફળ ખાવાની ઇચ્છા થતી. તેથી કોઈ લોકો ઝાડ પર પથરા ફેંકી ફળ પાડતા, કોઇ લાકડીઓ મારતા ને વળી કોઇ તો ઝાડપર ચઢી ડાળીઓ હલાવતા. આવી રીતે કરતાં ઝાડ ઉપરથી ખરતાં પાંદડાં અને પથરાઓ વગેરે કુવામાં પડતાં. કેટલેક વરસે તે બધાંના કોહાણથી મીઠીઆનું પાણી બગડયું, જેથી વટેમાર્ગુઓએ મીઠીઆનું નામ ફેરવી "વીખીઓ કુવો" નામ પાડયું કેટલીક મુદતે શેઠને આ વાતની ખબર પડી. તેમણે કુવા પાસે જાતે આવીને જોયું તો કુવાના પાણી ઉપર કોહેલાં પાંદડાં, લાકડીના ડંડા, અને આજુબાજુ પથરા અને માટીના ઢગલા પડેલા દીઠા. તેમણે નિરાશ થઇ મજુરોને બોલાવી પાણીમાંથી બધો કચરો કાઢી નંખાવ્યો,

અને કુવો ફરીથી ઉંડો ગળાવ્યો જેથી કુવાનું પાણી અગાઉ માફક સ્વચ્છ અને મીઠું થયું અને લોકો પાછો તેનો લાભ લેવા લાગ્યા; પણ શેઠે દીલગીર થઇને આસપાસનાં સુંદર ઝાડો કાપી નંખાવ્યાં. અને તેમ કરતાં તેમને મનમાં જરા દુઃખ લાગ્યું, કે એક ફળ કે જેની કિંમત એક પાઈ કરતાં પણ ઓછી ગણાય, તેના માટે અજ્ઞાન માણસોએ નજીવા સ્વાર્થની ખાતર આ કુવાનું પાણી બગાડયું અને કુવાને નાહક બદનામ કીધો.

આ વાત ઉપરથી સમજવાનું કે કુવો બંધાવનાર શેઠ પોતે નિર્દોષ છે; પણ હરામનું ખાવા ઇચ્છનાર કેટલાક અજ્ઞાની વટેમાર્ગુઓનોજ દોષ છે. એવાં કેટલાંક માણસો બીજા ઉદાર જનોની સખાવતોની કદર ન કરતાં પોતાના નજીવા સ્વાર્થની ખાતર હજારો માણસો માટેનાં સુખ સાધનો ભાંગી નાખે છે, માટે તેવાં કામોથી દૂર રહેવું જોઇએ. દુનિયાનું બુરૂં કરવું એ પોતાનું બુરૂં કરવા બરાબર છે.

---

## વાર્તા ૧૮ મી.

કોઈ ગામમાં લલિતા નામની એક સ્ત્રી રહેતી હતી. તે તેના માબાપને પેટે એકજ દીકરી હતી. તેનાં માબાપ

અભણ અને વ્હેમી હતાં. તેનો વારસો લલિતાને મળેલો હતો. લલિતા સાસરે આવ્યા પછી તેનાં સાસુ ગુજરી ગયાં. ઘરમાં દીયર, જેઠ વગેરે કોઇ હતું નહિ, માત્ર તે ધણી ધણીઆણીજ હતાં. એક તો પોતે અજ્ઞાન અને તેમાં વળી સાસરે આવ્યા પછી સ્વતંત્ર થઇ, એટલે સ્વછંદપણે વર્તવા લાગી. તેના ધણીનું નામ નારણ હતું તે પટાવાળાની નોકરી કરતો. લલિતાની પાડોશમાં એક ઇશ્વરલાલ કરીને વણિક રહેતા હતા. તેમની સ્ત્રીનું નામ વિજયા હતું. લલિતાને એવી ટેવ હતી કે દરરોજ એકાદ પાડોશી સાથે કજીઓ કરે. જો દિવસનું કોઇ કજીઓ કરનાર ન જડે તો રાતના નારણ ભાઇ ઉપર વાક્પટુનો પ્રહાર થાય. નારણ તેનાથી કંટાળ ગયો હતો, પણ બિચારો શું કરે !

વિજયા એક ખાનદાન અને ઉચ્ચ કુટુંબની પુત્રી હતી. તેના પિતા વકીલ હતા. તે પોતે થોડુંક ભણેલી અને વિવેકી હતી, તેની સાથે તેનામાં શાન્તતા અને ધીરજના ગુણો હતા. વળી તે દયાળુ અને પરગજુ હતી. તે સવારમાં ઉઠી પ્રભુ પાસે એવું માગતી કે હે પ્રભુ ! તું મારા પાડોશીનું પણ ભલું કરજે. “ જેવી ભાવના તેવું ફળ ” આવી ભાવનાથી તે સ્ત્રી પુરૂષ સુખી હતાં.

લલિતા હંમેશાં બીજે ત્રીજે દિવસે વિજયા સાથે આડી વઢવાડ કરે, ને તેને મહેણાં મારે. “ તું તો મોટા ઘરની, પૈસા-

વાળી, ભણેલી, વકીલની છોકરી" વગેરે શબ્દો બોલ્યાં કરે. આ બધું વિજયા શાન્તિ રાખી સાંભળતી. એક અક્ષર પણ સામો ઉત્તર આપતી નહિ. હવે લલિતાને પુત્ર થયો. કહેવત છે તેમ "વઢકણી વહુએ દીકરો જણ્યો" પછી લલિતામાં ખામી શી રહે! છોકરો દિવસે દિવસે મોટો થવા લાગ્યો, તેમ તેમ લલિતાનું અભિમાન વધતું ગયું; વળી "ઠાલો ચણ્યો ને વાગે ઘણો" એ કહેવત મુજબ તેનો કંકાસી સ્વભાવ પણ વધવા લાગ્યો.

એક દિવસે લલિતાનો છોકરો બહુ માંદો પડયો. લલિતા વહેમી અને અજ્ઞાન એટલે છોકરાના મંદવાડનું ખરૂં કારણ સમજી શકી નહિ. બ્રાહ્મણને બોલાવી તેના ગ્રહ જોવરાવ્યા, બ્રાહ્મણે ધન, મકર, મેષ કરીને કહ્યું, છોકરાને પિતરાઇ નડે છે. હું તેની બાધા આપું; વળી ભુવાને બોલાવી ડાકલાં બેસાડ્યાં, નજર બાંધી ઉતાર મૂકયો, પણ છોકરાને તો દિવસે દિવસે મંદવાડ વધતો ગયો. આખરે લલિતાને લાગ્યું કે મારો છોકરો હવે મરી જશે, જેથી તે માથું પટકી પોકેપોક મૂકી રડવા લાગી. વિજયાને આ વાતની ખબર પડી, તરત તે લલિતાને ઘેર ગઇ, તેણે તે છોકરાને એક ડૉકટર પાસે લઇ જવા સમજાવી. લલિતાએ શરમીંદી થઇ કબુલ કર્યું. વિજયા સાથે ગઇ અને તેણે છોકરાને તેડી ડૉકટરને દેખાડયો. ડૉકટરે

છોકરાની નાડી અને શરીરના અવયવો તપાસીને કહ્યું કે આ છોકરાના માથામાં ગરમ લોહી ચઢી ગયું છે. તપાસ કરતાં જણાય છે કે આ બાઈનો સ્વભાવ ગરમ, ક્રોધી અને બળિયેલ હશે અને તેના ધાવણથી આ બાળકના માથામાં લોહી ચઢી ગયું છે. તેને અમુક દિવસ મારી હોસ્પિટલમાં રાખી દવા કરીશ પછી તેણે દવા કરી અને થોડી મુદતે છોકરો સાજો થયો. આ રીતે વિજયાએ લલિતાને અપકાર ઉપર ઉપકાર કર્યો ને છોકરાનો જીવ બચાવ્યો; તેમજ વળી લલિતાએ પણ પોતાનો સ્વભાવ બદલવા માંડયો. એ રીતે લલિતા વિજયાની ભલમનસાઇ અને સારી સોબતથી સુધરી.

---

## વાર્તા ૧૯ મી.

એક દિવસ એક નિશાળના કેટલાક છોકરાઓ સાંજના ગામ બહાર ફરવા નીકળ્યા. તેઓ એક મોટા મેદાનમાં ગયા. ત્યાં એક છોકરો બોલ્યો, ભાઇઓ! સાંભળો, આજે તો આપણે કાંઇ જુદી રમત રમીએ તો ઠીક, કે જેમાંથી આપણને ગમ્મત સાથે જ્ઞાન પણ મળે. ગયા શનિવારે આપણા મહેતાજી સાહેબે આપણને જુદા જુદા અધિકારીઓ વિષે શીખવ્યું હતું. જો તે તમોને યાદ હોય તો આપણે તે રમત

રમીએ. સૌ છોકરાને આ વાત પસંદ પડી. ઝટ વારમાં ઘેર ગયા અને અધિકારીઓને છાજે તેવાં કપડાં પહેરી પાછા આવ્યા. સૌ જુદા જુદા અધિકારીઓ બન્યા અને એક પછી એક એમ આવી પોતાની હકીકત બોલવા લાગ્યા.

૧ **વીરચંદ**— ( પોતાનાં માણસો સાથે આવીને )

મારો હોદ્દો પોલિસ સુપરિન્ટેન્ડેન્ટનો છે. મારા હાથ નીચે કેટલાક ઇન્સ્પેકટરો, ફોજદારો અને પોલિસના માણસો છે. અમારૂં કામ પ્રજાના જાન માલનું રક્ષણ કરવાનું છે. લુચ્ચા, ચોર, જુગારી, ખુની અને બદમાસ માણસોના અમે શત્રુ છીએ, તેવા ગુન્હેગારોને પકડી અમે માજિસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં રજુ કરીએ છીએ. ત્યાં ઇન્સાફ થતાં તેમને ઓછીવત્તી સજા મળે છે. અમે બ્રિટિશ સરકારના વફાદાર નોકર છીએ.

૨ **લલ્લુશાહ**—હું માજિસ્ટ્રેટના હોદ્દા ઉપર છું. આખા તાલુકાના વસુલાત, અને ફોજદારી ખાતાના ગુન્હાના ચુકાદા હું મારા હાથથી આપું છું. મને મદદ કરનારા મારા હાથ નીચે કેટલાક કારકુનો પણ છે. હું બ્રિટિશ સરકારની નોકરી વફાદારીથી બજાવવાને બંધાએલો છું.

૩ **ગોપાલ**—હું જીલ્લાનો ઉપરી કલેકટર છું મારા હાથ નીચે તાલુકાના કેટલાક મામલતદારો પણ છે. વસુલાત અને

ફોજદારી ગુન્હાના ચુકાદા હું મારા હાથથી આપું છું. મારા હાથ નીચે હજુર ડેપ્યુટી કલેકટર છે, તે સરકારી તીજોરીનો હિસાબ રાખે છે, વળી કેટલાક સબ ડિવિઝનોના ઉપરી ડેપ્યુટી કલેકટર તરીકે કામ કરે છે.

૪ **વસંતરાય**--હું મ્યુનિસિપલ ખાતાનો વડો ઓફિસર છું. પ્રજાની તંદુરસ્તી જાળવવાનાં કામો મારા હાથથી થાય છે. તેને માટે મેં એક જુદો ઓફિસર રાખ્યો છે. રસ્તા સાફ કરાવવા, પાણી છંટાવવું, દીવાબત્તી મૂકાવવી, જન્મ મરણની નોંધો રાખવી, સ્કૂલો ચલાવવી અને જમીન સંબંધીનાં કેટલાંક કામો હું કરૂં છું. મારા હાથ નીચે જુદા જુદા ખાતાના નાના નાના ઇન્સ્પેકટરો અને કારકુનો પણ છે.

૫ **પ્રભાકર**--હું એક આખા પ્રાંતના કેળવણી ખાતાનો વડો અધિકારી છું. મારો હોદ્દો એજ્યુકેશનલ ઇન્સ્પેકટરનો છે. મારા હાથ નીચે જિલ્લાના ડેપ્યુટીઓ કામ કરે છે. પ્રજાનાં બાળકોને કેળવણી આપી સુધારવાં એ મારૂં કામ છે.

૬ **હુશેન**--મારો હોદ્દો ડિસ્ટ્રિક્ટ જજજ છે. આખા જીલ્લાનું કામ મારે કરવું પડે છે. મારા હાથમાં લેણદેણ

સંબંધી દાવા ચુકવવાનું અને મોટા મોટા ફોજદારી ગુન્હાના ચુકાદા આપવાનું કામ છે, મારા હાથ નીચે કેટલીક નાની કોરટો અને અમલદારો છે. મારો હોદ્દો ઘણો જોખમવાળો છે.

૭ કાન્તિચંદ્ર—મારો હોદ્દો સરવેયર છે સરકારી જમીનનો હિસાબ રાખવાનું કામ મારૂં છે. ખેતરોની જમીનનું માપ લઇ ખેડુતોની હદ બાંધી આપવી એ મારૂં કામ છે. જો હુ મારી નોકરી પ્રમાણિકપણે ન કરૂં તો હું સરકારનો ગુન્હેગાર ગણાઉં. મારા હાથ નીચે કેટલાક માપણી ખાતાના અમલદારો છે.

૮ મણિલાલ—હું સિવિલ સરજન ડૉકટર છું. સરકાર તરફથી બંધાવેલા તેમના ગંજાવર મકાનમાં હુ રહું છું. તેને સિવિલ હોસ્પિટલ કહે છે. વાઢ કાપ અને પ્રજાની તંદુરસ્તી સાચવવાને લગતાં તમામ કામો માટે હું જવાબદાર છું. હું એક પાઇ પણ લીધા વિના પ્રજાને દવા આપું છું. મારા હાથ નીચે કેટલાક અનુભવી ડૉકટરો પણ છે.

૯ રતિલાલ—હું બાંધ કામ ખાતાનો વડો ઈજનેર છું. સરકારના હુકમ પ્રમાણે મકાનો બાંધવાં, રસ્તા બનાવવા, કુવા, વાવ, તળાવ અને નહેરોનાં કામો કરવાં એમાં હું કુશળ છું. સરકારી જાહેર રસ્તા બાંધવામાં પણ મારૂં

કામ પહેલું છે. હું બ્રિટિશ સરકારની નોકરી વફાદારી સાથે કરવાને બંધાએલો છું.

૧૦ કેશવ—હું પ્રાંતના તમામ ખાતાનો ઉપરી અને સરકારનો મુખ્ય અમલદાર કમિશ્નર છું. અહીં આવેલા તમામ ખાતાના અમલદારો તે મારા હાથ નીચે છે. મારા ઉપરી તે ઈલાકાના ગવર્નર સાહેબ છે. મારા આશ્રયે રહેલી તમામ પ્રજાનું રક્ષણ કરવું, તેને સુખ આપવું ને તેઓને દુશ્મનોથી બચાવવી એ સર્વ જોખમ મારા શિર ઉપર છે.

---

## વાર્તા ૨૦ મી.

કોઇ ગામમાં ભોજો કરીને એક ભરવાડ રહેતો હતો. તે તેના સાથી બીજા ભરવાડ સાથે રોજ સીમમાં બકરાં ચારવા જાય. જ્યારે બકરાં ચરતાં હોય ત્યારે બીજા ભરવાડ ઝાડને છાંયે બેસી વાતો કરે અને કોઇ તો ઊંઘે. ભોજાને નવરા બેસી નકામી વાતો કરવી ગમે નહિ, જેથી તે તેના સાથીઓથી જરા દૂર જઈ ત્યાં કોઇ વખત ઝાડ ઉપર ચઢી ગીત ગાય, પાસેની નદીમાં નાહાવા પડે, કોઇ વખત નાના બાળકની માફક લાકડી અને પથરા લઈ રમવા મંડી જાય ને કીકીઆરીઓ પાડે

બીજા સોબતીઓ તેને કહેતા કે ભોજા તને આ શી લત લાગી છે! તું તો કોઈ દિવસ અમારી પાસે બેસીને વાતો પણ કરતો નથી! એકલપેટાની માફક તને એકલું રહેવું બહુ ગમે છે. ત્યારે ભોજો કહેતો કે મને નવરા બેસવું પાલવતું નથી.

હવે એક દિવસ વરસાદ ખૂબ પડવા લાગ્યો. જરાવારમાં તો બધે પાણી પાણી અને કાદવ કીચડ થઈ ગયો. વીજળીના ચમકારા અને વાદળાંના ગડગડાટ થવા લાગ્યા; જેથી બકરાં ચમકયાં અને જેમ આવે તેમ ચારે બાજુએ નાસવાં લાગ્યાં. બીજા ભરવાડ પોતાનાં બકરાંને ભેગાં કરવા ચારે બાજુએ દોડયા, પણ ભડકેલાં બકરાં ભેગાં થયાં નહિ. આખરે તેઓ તો થાકીને એક ઝાડ તળે જઇને બેઠા.

આ તરફ ભોજો તો વરસતા વરસાદમાં પોતાનાં બકરાંની પાછળ હાથમાં લાકડી લઈ આમથી તેમ દોડયો, ને થોડાં ઘણાં ભેગાં કરી તેમને એક ડુંગરની તળેટીની ઓથે ઉભાં રાખ્યાં. એમ એક પછી એક વેરાએલાં સઘળાં બકરાંને ભેગાં કરી બધાંને હાથ કર્યાં. ઝાડને ઓથે બેઠેલા બીજા ભરવાડ જ્યારે વરસાદ બંધ પડયો ત્યારે પોતાનાં બકરાં શોધવા નીકળ્યા, પણ ગભરાઇને છુટાં પડેલાં બકરાંમાંથી કેટલાંક તો ગુમ થયાં હતાં, તે જડ્યાંજ નહિ.

ઉપરના બનાવ વખતે ત્યાં એક લશ્કરી અમલદાર હાજર હતો. તે ભોજાની હિંમત ને બહાદુરી જોઈ ખુશ થયો, ને તેણે વિચાર્યું કે આવો હિંમતવાન માણસ મારા ખાતામાં હોય તો કેવું સારૂં? તે તરત પેલા ડુંગરની તળેટી આગળ જ્યાં ભોજો ઉભો હતો ત્યાં ગયો, ને ભોજાને કહ્યું કે તમે અમારા લશ્કરી ખાતામાં રહેશો, તો તમને સારો પગાર આપીશ. વળી આગળ ઉપર લાભ થશે. ત્યારે ભોજાએ કહ્યું, હું તમારા ખાતાનો માહિતગાર નથી. અમલદારે કહ્યું: તેની કાંઇ ફિકર નહિ. તમે પ્રથમ દાખલ થાઓ, પછી તમને બધું આવડશે. ભોજો લશ્કરી ખાતામાં જોડાયો. ત્યાં થોડી મુદતમાં આગળ વધ્યો. ઘોડાને માલેસ કરવાનું પણ પોતેજ કરતો. વળી એવાં બીજાં હલકાં કામો પણ જાતેજ કરતો. એવો આ ઉદ્યોગી અને ખંતીલો ભોજો આગળ ઉપર લશ્કરી ખાતાનો વડો અધિકારી બન્યો ને મોટી મોટી લડાઇઓમાં જીત મેળવી. એણે બહુ મોટું નામ કાઢ્યું.

---

## વાર્તા ૨૧ મી.

સખત ઉનાળાના દિવસમાં મારવાડના રણમાં મુસાફરી કરતી એક બાઇ પોતાના પાંચ વરસના બાળકને લઇ

રેલવેમાં બેઠેલી હતી. રણમાં પાણીની અછત હોય છે. જો કોઇ ઠેકાણે મળે છે તો તે ખારાં અને જોઇએ તેવાં પીવા લાયક મળતાં નથી. તે બાઇએ એક માટીના કૂજામાં મીઠું પાણી ભરી લીધેલું હતું. પણ બીજા સ્ટેશને એ ગાડી ઉભી રહેતાં માણુસોની ચડ ઉતરને લીધે કોઇની ઠેસ વાગતાં કૂજો ગબડી પડયો, ને તેમાંનું કેટલુંક પાણી ઢોળાયું. કમનસીબે કૂજાની નીચે એક નાનું કાણું પડેલું તેમાંથી ધીમે ધીમે પાણી વહેતું હતું. આ બાઇને તેની ખબર નહતી. છોકરો પાણી પીવા માગે તો તે તંગીને લીધે તેમાંથી થોડું તેને પાતી. રસ્તામાં ભાથું ખાધેલું હોય, તો નાનાં બાળકને તરસ વધારે લાગે. હવે તે છોકરે રાતના આશરે અગિયાર વાગે મા પાસે પાણી માગ્યું. માએ પાટીઆ નીચેથી કૂજો ઉપાડયો, તો તે ખાલી માલમ પડયો. નીચે જોયું તો નાનાં કાણાં વાટે સઘળું પાણી ગળી ગએલું માલમ પડયું. હવે શું કરવું! પ્રથમ તો છોકરાને જેમ તેમ કરી સમજાવ્યો. જરા બેસ બાપુ, હમણાં સ્ટેશન આવશે, આપણે ત્યાં ઉતરવાનું છે, ત્યાં તને ખૂબ પાણી પાઇશ, એમ કેટલોક વખત ચાલ્યું. પણ નાનું બાળક પાણી વિના કયાં સુધી રહે? રાત અંધારી, દૂરનાં સ્ટેશનો, એટલે ગાડી તો પોતાને વેગે ચાલતીજ રહી. હવે છોકરો તો પાણી વિના ખૂબ રડવા લાગ્યો, રડી રડીને ઘાંટો બેસી ગયો.

એમ કરતાં આશરે દોઢેક કલાક નીકળી ગયો. ડબ્બામાં માણસ ગણ્યાં ગાંઠ્યાં હતાં. વળી બાઈ શરમાળ અને પરભાષાથી અજાણી હતી. રણમાં વચ્ચે કેટલાંક સ્ટેશનો આવતાં પણ ત્યાં ગાડી ઉભી રહેતી નહિ. હવે તે બાઈ પૂરેપૂરી ગભરાઇ. છોકરો રોઇ રોઇને થાકયો એટલે અવાજ બેસી ગયો ને ગળે કાચકી બાઝી. આંખો લાલચોળ જણાઇ. બાઇએ જાણ્યું કે હવે મારો છોકરો નક્કી પાણી વગર મરી જશે; તેટલામાં એક સ્ટેશન આવ્યું, ત્યાં ગાડી ઉભી રહી. અંધારી રાતે અજાણ્યે રસ્તે ગાડીમાંથી નીચે ઉતરવા બાઈની હિંમત ચાલી નહિ. પાણી, પાણી, બૂમો પાડી પણ કોઇએ બિચારીને જવાબ આપ્યો નહિ. બે મિનિટમાં તો ગાડી ઉપડી. બાઇ તો પોકેપોક મૂકીને રડવા લાગી. છોકરો બેભાન અને મરણ તોલ જણાયો, ને હમણા જીવ જશે એમ લાગ્યું. બાઇનો પોકાર, રડવું અને ડસકાં કોઇ પાસેના ડબ્બામાં બેઠેલા એક મુસાફરે ધ્યાન દઇને સાંભળ્યાં. તેણે જાણ્યું કે કોઇના માથે આફત આવી છે તેણે તરત ચાલતી ગાડીએ બહાર ડોકું કાઢી જોયું, તો તે બાઇની દયાજનક સ્થિતિ જણાઇ. ઝટ વારમાં ચાલતી ગાડીએ પોતાનું બારણું ઉઘાડયું અને પાટીઉં ઠેકી પાસેના બારણા આગળ આવી રોવાનું કારણ પૂછ્યું. બાઈએ સઘળી હકીકત કહી. મુસાફરે જાણ્યું કે મારી પાસે પણ પાણી થોડું છે. વળી

મારી પાસે પણ મારાં નાનાં ચાર છોકરાં અને મારૂં કુટુંબ છે તો પણ ફિકર નહિ, પરોપકાર કરી આ બાઇના છોકરાને જીવતો બચાવવો. એમ વિચાર કરી તરત પોતાના ડબ્બામાં જઇ ઝટ વારમાં પાણીનો કૂજો ઉપાડી લાવ્યો. તેમાંથી સઘળું પાણી બાઇના એક લોટામાં ભરી દીધું. બાઇએ પોતાના છોકરાને પાણી પાયું ને થોડું આંખ ઉપર છાંટયું, એટલે છોકરો જરા જાગ્રત થયો ને આંખો ઉઘાડી.

હવે મુસાફરની પાસે પાણી રહ્યું નહિ. તેને મુસાફરી લાંબી કરવાની હતી. છતાં રસ્તામાં એક સ્ટેશન આવ્યું, ત્યાં ગાડી ઉભી રહી, ત્યારે પોતાના કુટુંબ અને છોકરાંને લઇ તે ઉતરી પડયો. આ રીતે એક અજાણ્યા અને પરદેશી મુસાફરે પોતે મુશ્કેલી વેઠી દયાની લાગણીથી એ છોકરાનો જીવ બચાવ્યો.

---

## વાર્તા ૨૨ મી.

કાવસજી નામના પારસી ગૃહસ્થ એક શહેરમાં રસ્તે થઇને જતા હતા રસ્તામાં જોયું તો કેટલાંક માણસો કોઇ એક માણસના મુડદાને ઉપાડી જતા હતા. તેની પાછળ કેટલાક જુવાન અને વૃદ્ધ માણસો ધીમે ધીમે વાતો કરતા

ચાલતા હતા. તેમાં કેટલાક તો મરનારથી જુદી જાતના હતા. તેમાંના એક માણુસને ઉભો રાખી કાવસજી તેને પૂછવા લાગ્યાઃ

**કાવસજી**—સાહેબ, મહેરબાની કરીને કહેશો કે આએ મરનાર માણુસ તે કોણ હતા?

ડાઘુ—મરનારના જેવો આ શહેરમાં કોઇ ભાગ્યેજ હશે.

કાવસજી—શું તે મોટા પૈસાવાળા નગરશેઠ હતા?

ડાઘુ—ના, જી.

કાવસજી—ત્યારે તે મોટા ઓફિસર યા અધિકારી હતા?

ડાઘુ—ના જી, તે પણ નહિ.

કાવસજી—ત્યારે શું તે મોટા ભાષણકાર કે ધર્મના ઉપદેશક હતા?

ડાઘુ—ના જી, તે પણ નહિ.

કાવસજી—તેમણે ધર્માદાના કામો કરી કંઇ નામના મેળવી હતી?

ડાઘુ—ના સાહેબ, તે પણ નહિ.

કાવસજી—(જરા મોટેથી) ત્યારે શું ખોદાના ભક્ત કે મોટા ઓલીઆ હતા, કંઇ તો મને મહેરબાની કરીને જણાવો!

ડાઘુ—સાહેબ, તસ્દી માફ કરજો. આપે મને જે જે સવાલો પૂછયા, તેમાંનું મરનાર પાસે કાંઇ નહતું. માત્ર તેમના ગુણ જોઇએ તો એજ કે તેઓ સત્યવાદી, સદાચરણી અને પ્રમાણિક હતા. તેમની રીતભાત સાદી, મન સરળ અને શુદ્ધ હતું. તેમનામાં મોટાઈ કે દંભ નહતો. જે જે બોલ્યા તે મરતાં સુધી પાળ્યું. તેઓ મરનાર એક સાધારણ માણુસ હતા. ઘર વ્યવહાર પણ માંડ માંડ કરકસર કરીને ચલાવતા. તેમની પાછળ એક વિધવા અને ત્રણ બાળકો છે. આવા તેમના ઉત્તમ ગુણોને લીધે અમે તેમને પુજ્ય ભાવથી ચાહતા હતા. અમે તેવા પુરુષના મુખનાં છેલ્લાં દર્શન કરવા જઇએ છીએ.

આ વાત સાંભળી કાવસજી દિંગ થઈ ગયા અને તેજ વખતે પરમેશ્વર પાસે બંદગી કરી માગ્યું, કે હે ઇશ્વર તું મને તેવે રસ્તે દોર. જે માણસના મુવા પાછળ લોકો સારૂં બોલે છે ને સુકીર્તિ ગાય છે, તે મુવા છતાં પણ જીવ્યોજ સમજવો. મુવા પછી જેની લોકો અપકીર્તિ બોલે છે તે સદાને માટે મૂએલોજ સમજવો. એટલું કહી કાવસજી પોતાને કામે ચાલતા થયા.

## વાર્તા ૨૩ મી.

**દીનાનાથ**—ભાઈ કાન્તિ, આજે તું મોડો કેમ આવ્યો?

**કાન્તિ**—પિતાજી, આજે રવિવાર હતો, જેથી હું આપણા પાડોશી નૌતમલાલ કાકા સાથે એક ઠેકાણે ભાષણ સાંભળવા ગયો હતો.

**દીનાનાથ**—એ તો તેં ઠીક કર્યું, ત્યાં હંમેશાં વિદ્વાન અને સદ્‌ગુણી માણસો ભેગા થાય છે. વળી તેઓ દાખલા દલીલો સાથે સારાં સારા ભાષણો કરે છે. તેવાં ભાષણો સાંભળવાથી સારો લાભ થાય છે.

**કાન્તિ**—પિતાજી, એવા ભાષણકારોને કાંઈ પગાર કે પૈસા મળતા હશે?

**દીનાનાથ**—ના ભાઇ, એ લોકો મોટા પરોપકારી છે. લોકોને બોધ દઇ સારે રસ્તે ચઢાવવામાં તેઓ પોતાની મોટી ફરજ સમજે છે એમના ભાષણથી લોકોને ઘણું જાણવાનું મળે છે જેથી સૌ નીતિ જ્ઞાનને રસ્તે દોરવાય છે અને એક સંપવાળા બને છે.

**કાન્તિ**—આવતા રવિવારે તો મુંબઈથી એક બીજા ભાષણકાર આવવાના છે, ત્યારે તો ઘણા માણસો ભેગા થશે.

**દીનાનાથ**—હા ભાઇ, તેઓને હું ઓળખું છું. મેં વર્તમાન પત્રમાં વાંચ્યું હતું. તેમનું નામ હરજીવનદાસ છે. આવતા રવિવારે તો હું પણ આવવાનો છું.

**કાન્તિ**—પિતાજી, એ હરજીવનદાસ વિષે મને થોડી હકીકત કહોની?

**દીનાનાથ**—સાંભળ. એ હરજીવનદાસ એક ખાનદાન અને ઉંચા કુળના બ્રાહ્મણ છે. આ દુનિયામાં આવી શું કરવું અને મારી શું ફરજ છે, તે તેઓ સારી પેઠે સમજે છે. તેમણે કેટલીક દેશી અને વિદેશી ભાષાનો અભ્યાસ કર્યો છે. તેમની લાયકાત પ્રમાણે તેમને ધંધાનો સારો લાભ મળતો હતો. જો તે ધંધામાં તેઓ પડ્યા હોત તો જરૂર તેમને નાણા સંબંધી સારો લાભ થાત પણ તેમણે તો પૈસા કરતાં પરોપકારને ઉત્તમ માન્યો છે, ગામે ગામ ફરી લોકોને જાહેર ભાષણો આપી તેમની સેવા કરવી, આવી તેમની ઇચ્છા છે, તેઓ જ્યાં જ્યાં ફરે છે ત્યાં ત્યાં વિદ્યા, કેળવણી, હુન્નર, નીતિ અને ધર્મ સંબંધી ભાષણો કરી લોકોને સારો બોધ આપે છે. એમના એવા બોધથી લોકોમાં સારી જાગૃતિ આવે એમ છે, માટે તારે પણ તેવાં જનમંડળમાં અવશ્ય ભાગ લેવો જોઇએ.

કાન્તિ—પિતાજી, હવે તેઓ અહીં રહેશે ત્યાંસુધી હું તેમનાં બધાં ભાષણો સાંભળીશ અને તે પ્રમાણે વર્તીશ, વળી મારા કેટલાક મિત્રોને પણ એ વાત કરીશ

---

## વાર્તા ૨૪ મી.

એક આગબોટ મુંબઈથી ઉપડી વિલાયત જતી હતી. તેમાં કેટલાંક ઉતારૂઓ હતાં. દરીઆના ખારા પાણીને લીધે તેમાં કેટલીક મીઠા પાણીની ટાંકીઓ પણ સાથે ભરી રાખવામાં આવી હતી તે આગબોટ ચાલ્યા પછી કેટલાક દિવસે એકાએક સમુદ્રમાં જબરૂં તોફાન થયું. વાવાઝોડા સાથે વરસાદ પડવા લાગ્યો. રાત અંધારી ને દરીઆના પાણીનાં ઊંચાં મોજાંએ.થી આગબોટ કયાંઇ દૂર ઘસડાઇ ગઇ. તોફાન કયારે જશે તે નક્કી કળી શકાયું નહિ. જેથી આગબોટના કપ્તાને તેને દરીઆમાં મધ્ય સ્થળે લંગર કરી ઉભી રાખી. તોફાન ત્રણ દિવસે શાન્ત પડયું, ત્યારે આગબોટને આગળ હંકારવામાં આવી. કેટલાક દિવસ સુધી મુસાફરી કરી, પણ કયાંઇ કાંઠો દેખાયો નહિ. દરરોજના વપરાશને લીધે મીઠા પાણીની ટાંકીઓમાંથી પાણી ખૂટવા લાગ્યું. કોઇ બંદર આવતાં સુધી પાણીની કરકસર કરવા માંડી પણ બંદર આવ્યું નહિ અંતે તેમાંનું પાણી ખૂટી ગયું. હવે આગબોટનાં માણસો અને નાનાં બાળકો પાણી વિના

ટળવળવા લાગ્યાં. લોકોએ જાણ્યું કે તોફાનમાંથી તો બચ્યા પણ પાણી વિના નક્કી મરી જઈશું. આગબોટના ઉપરી કપ્તાન ઘણો ચાલાક અને બુદ્ધિવાળો હતો. તેણે તે વખતે સમયસુચકતા વાપરીને એક યુક્તિ શોધી કાઢી. એન્જિનની એક કોઠીમાં દરીઆનું પાણી ભર્યું ને તેની જુદા જુદા યંત્રો વડે વરાળ કરી તે વરાળને ઠંડી પાડી, તેનું મીઠું પાણી કર્યું. આ પાણીથી બધાં માણસોના જીવ બચ્યા. આગબોટના લોકોએ તેને ખૂબ આશીશ દીધી. થોડા દિવસમાં તો એક બંદર પણ આવ્યું. ત્યાંથી પાછું ટાંકીઓમાં પાણી ભરી લીધું અને આગબોટને આગળ હંકારવામાં આવી. આ આગબોટના કપ્તાને આવી રીતે પોતાની અક્કલ વડે તમામ માણસોના જીવ બચાવ્યા. પોતાની હોશિયારીનો આવો સદુપયોગ કરી સમયસુચકતા વાપરી પરોપકારનું મોટું કામ કર્યું.

---

## વાર્તા ૨૫ મી.

આજે રવિવાર છે. સાંજના પાંચેક વાગ્યાનો સમય થયો એટલે કપડાં પહેરીને દીનાનાથ અને કાન્તિચંદ્ર ભાષણ સાંભળવા જવાને તૈયાર થયા. ત્યાં ગયા અને બાપ દીકરો પાસે પાસે ખુરસી ઉપર બેઠા. ત્યાં જોયું તો એક બાજુએ કેટલીક સ્ત્રીઓ પણ બેઠેલી હતી. થોડી વાર થઈ એટલે

ભાષણકાર હરજીવનદાસ આવ્યા. સભામાંના માણસોએ ઉભા થઇ તેમને માન આપ્યું. સર્વે પોતપોતાની જગા ઉપર બેઠા. થોડી વાર સુધી ગુપચુપ રહ્યા પછી હરજીવનદાસે ઉભા થઇ નીચે પ્રમાણે બોલવું શરૂ કર્યું :—

સદ્‌ગૃહસ્થો અને બ્હેનો! આજે હું "સદ્‌વર્તન" એ વિષે બે બોલ બોલવાની રજા લઉં છું. સદ્ એટલે સારૂં અને વર્તન એટલે ચાલવું, એટલે કે યોગ્ય રીતે ચાલવું તેનું નામ સદ્‌વર્તન કહેવાય. વ્યવહારમાં માણસોને ડગલે ડગલે સદ્‌વર્તનની જરૂર પડે છે. એ એક કુદરતી બક્ષીસ છે. જેના હૃદયમાં સદ્‌વર્તનની છાપ છે તેના ઉપર ઇશ્વર હંમેશાં રાજી રહે છે. શુદ્ધ અને સરળ હૃદય, ઊંચી ભાવના, પાપથી દૂર રહેવું, સત્યપર પ્રેમ, પ્રાણી ઉપર દયા, જન સમૂહ ઉપર પ્રેમ ભાવ અને ઇશ્વરી કાયદા પાળવા એ સદ્‌વર્તનનાં લક્ષણો છે. એક બાજુ લાખો રૂપીઆ પેદા કરો ને બીજી બાજુ સદ્‌વર્તનને મૂકો, તો તે રૂપીઆ કરતાં સદ્‌વર્તનની કિંમત વધારે ગણાશે.

ધારો કે કોઇ માણસ જાહેર રસ્તાપર પેશાબ કરવા બેઠો. સરકારનો કાયદો છે કે જાહેર રસ્તાપર ગંદકી કરવી નહિ, તે પેશાબ કરનાર માણસ પણ સમજે છે. હવે તે માણસને પોલિસે આવી પકડયો અને સુધરાઇ ખાતાના અમલદાર પાસે તેને લઈ ગયો, ત્યાં તે માણસને એક રૂપીઓ દંડ થયો.

સરકારી કાયદાનો ભંગ કર્યો જેથી પેશાબ કરનાર માણસે દંડ ભર્યો. ત્યારે જે સરકારનો પણ સરકાર કે જે આખા વિશ્વનો ધણી પરમેશ્વર તેના બાંધેલા કાયદા તોડવા એ ડાહ્યા અને વિવેકી માણસનું કામ નથી. આ શરીરરૂપી ગાડું છે, કુકર્મ વડે તેમાં પાપનો બોજો વધતો જાય છે અને તે પાપ કરનારનેજ તે ઉંચકવો પડે છે. દુનિયામાં દરેક કામ કરતી વખતે જોવું કે આપણી પાછળ ડાહ્યા અને દીર્ઘ દૃષ્ટિવાળા લોકો શું બોલે છે? તે જાણી તે ભૂલો સુધારવી એ માણસનું કામ છે. જેનું વર્તન સારૂં નથી, તે માણસ જીવતો છતાં મુવા સમાનજ છે; વળી તે ભિખારીનો પણ ભિખારી છે. ખોટા ખુશામદીઆ અને હાજીહામાં ભાગ લેનારા માણસોથી દૂર રહેવું. પોતાના એક દુરાચરણથી હજારો માણસોને નુકશાન થાય ને એ દુરાચરણ બીજાં છોકરાં પણ શીખે, માટે તેવા દુરાચરણી માણસને આત્મઘાતી કે જીવ હત્યારો જાણવો. માણસે હરેક આબાદી અને પોતાની કમાણી હંમેશાં કાયમજ રહેશે એવા વિચાર ઉપર આધાર નહિ રાખતાં પોતાના વર્તન ઉપરજ આધાર રાખવો. જેની પાસે માત્ર પૈસા હોય તેજ સદ્ગૃહસ્થ કહેવાતો નથી, પણ જેનામાં સાદી અને સારી રીતભાત, વિવેક અને નમ્રતાના ગુણો છે તેનેજ સદ્ગૃહસ્થ જાણવો.

સદ્ભાવનાવાળું ઉચ્ચ મન એ એક ઈશ્વરી બક્ષીસ છે; માટે હરેક કાર્યો કરતા પહેલાં યોગ્ય અયોગ્યનો વિચાર કરવો અને પછી જે સારૂં અને પાપ વગરનું લાગે તે કરવું.

---

## વાર્તા ૨૬મી.

એક દિવસ રાતના દશ વાગે શાન્તિકર અને તેમનો પુત્ર રમણુલાલ પુસ્તકો વાંચી સૂવાનો વિચાર કરતા હતા, તેટલામાં બહારથી કોઇએ "શાન્તિકર વિઠલરાય" એમ બે ત્રણ બૂમો પાડી. બૂમો સાંભળી રમણુલાલ બોલ્યો, પિતાજી, બહારથી કોઇ બૂમ પાડે છે. શાન્તિકરે બારીમાં જઇ જોયું તો તારવાળાને દીઠો, તરત બત્તી લઈ તે નીચે ઉતર્યા, અને તેના હાથમાંથી તારનું કવર લઇ એક કાગળના કકડા ઉપર પોતાની સહી કરી આપી. કવર લઇ ઉપર આવ્યા. તેને ફોડીને વાંચ્યું તો તેમાં લખેલું કે "રૂપીઆ ૪૦૦ નો મનીઑર્ડર રવાના કર્યો છે. હું આવતી કાલના મેલમાં નીકળીને આવું છું. દા. કેશવચંદ્ર."

રમણુલાલે પૂછયું, પિતાજી, આ કાગળ કોનો છે? ત્યારે શાન્તિકર બોલ્યા, ભાઇ એ કાગળ નથી પણ તાર છે. તેમાં તારા મોટા ભાઇ કેશવચંદ્રે મુંબઇથી રૂપીઆ

૪૦૦ નો મનીઑર્ડર રવાના કર્યો છે તે રૂપીઆ આપણને કાલે મળશે, અને કેશવ કાલના મેલમાં રવાના થઇ અહીં આવશે.

**રમણલાલ**—ઓહો, પિતાજી, મોટાભાઇએ તાર ક્યારે કર્યો હશે? ત્યારે શાન્તિકર બોલ્યા, બેટા, તેણે તાર કર્યાને ફક્ત સવા કલાક થયો છે. તેમાં તારવાળાને રાતના અહીં આવતાં જરા વાર લાગી હશે, નહિ તો તે ખબર આપણને માત્ર પોણા કલાકમાંજ મળત.

**રમણલાલ**—ઓહો એ તે શું! મુંબઇ તો અહીંથી ઘણે દૂર છે, ને તેટલી વારમાં તો તાર આપણને મળ્યો! એ તો ઘણી નવાઈની વાત!

**શાન્તિકર**—ભાઇ, એ ચાલુ જમાનાનો અદ્‌ભુત ચમત્કાર છે, અને એ કળાને શોધવાવાળા અંગ્રેજ લોકોના સાહસ અને બળની બલિહારી છે.

**રમણલાલ**—પિતાજી, મને એ હકીકત જરા સમજાવીને કહો તો ખરા!

**શાન્તિકર**—જો ભાઈ, મોટા શહેરોમાં સરકારે તાર અને ટપાલ ઑફિસો કાઢી છે, મુંબઇની ઑફિસમાં જે લખીને આપ્યું હોય, તે ત્યાંની તાર ઓફિસમાં અમુક જાતના ટકોરા કરી અહીંના તારવાળાને સમજાવે

છે. તેં આપણા ગામના સ્ટેશન આગળ તારનાં દોરડાં તો જોયાં હશે. તેમાં વીજળીનું બળ અમુક રીતે દાખલ કરેલું હોય છે. એ વીજળીના જોરથી થતા ટકોરાના ચોકસ અવાજ ઉપરથી સામો માણસ સમજી શકે છે, અને તે પછી કાગળમાં ઉતારી લે છે, દેશના લોકોના લાભ માટે દયાળુ સરકારે ઓછે પૈસે કેટલી બધી સગવડ કરી છે! વળી માત્ર એક પૈસાનું કાર્ડ ટુંકી મુદતમાં હજારો માઇલની ખબર આપે છે. આગગાડી એક દિવસમાં કેટલી બધી મુસાફરી કરે છે! આગબોટો લાખો મણનો ભાર ઉપાડી અને માણસોને એક દેશમાંથી બીજે દેશ લઈ જાય છે.

**રમણલાલ**—આટલું બધું આગળ નહોતું?

**શાન્તિકર**—ના ભાઇ, કાંઇ નહોતું. આટલો બધો વેપાર, કળાને કેળવણી એ સરકારનું રાજ થયા પછીજ વધ્યાં છે. આગળ તો માણસોને પોતાના જાનમાલ સાચવવાની પણ મુશકેલીઓ હતી, અને ભાણામાં પીરસેલું પણ સુખે ખાઇ શકતા નહોતા, એટલી બધી લુચ્ચા લફંગાઓની બીક હતી. હવે તો નિરાંતે ખાઈ પી ઉઘાડે બારણે સૂઇએ છીએ, અને પરમ સુખ શાન્તિમાં દિવસો કાઢીએ છીએ

**રમણુલાલ**—ઓહો પિતાજી, ત્યારે આ રાજ તો ઘણું સારૂં!

**શાન્તિકર**—હા ભાઇ, ઘણુંજ સારૂં. હવે તું જેમ જેમ આગળ ભણતો જઇશ, તેમ તેમ અંગ્રેજ લોકોનાં કામો, દયા અને કળા કૌશલ્યની વાતો તારા સમજવામાં આવશે. આપણે ઇશ્વર પાસે માગવું જોઇએ કે આ રાજ આપણા ઉપર લાંબો વખત કાયમ રહો.

---

## સંવાદ.

### શિકાર એ કર્તવ્ય અને શ્રાવક વાણિયાની દયા.

(રાજા જંગલમાં શિકાર કરવા નીકળેલો છે તે એક ગુફા સામે તીર તાકે છે એટલામાં)

(નેપથ્યમાં વણિક બોલે છે.)

રહેવાદે રહેવાદે આ સંહાર યુવાન તું,
ઘટે ના ક્રૂરતા આવી, ભલે એ પ્રાણી વ્હાલતું;
પંખીડાં ફૂલડાં રૂડાં, લતા આ ઝરણાં તરૂ,
ઘટે ના ક્રૂર દૃષ્ટિ ત્યાં, વિશ્વ સૌન્દર્ય છે ભલું.

ભાઇ, બસ કર. નિર્દોષ પ્રાણીનો જીવ લેવામાં તને આટલી બધી મજા કેમ પડે છે! તારા પોતાના દાખલાથી તું બીજાં પ્રાણીના દુઃખનો ખ્યાલ કરી જો. વ્હાલા યુવાન! આ

ધંધો છોડી દે, જગતની સુંદરતા જો, ઇશ્વરના ગુણ ગા અને તારૂં ખરૂં કર્તવ્ય બજાવી આ સંસારમાં સુખી થા.

**રાજા**—કર્તવ્યનો બોધ કરનાર અરે અજ્ઞાની જીવ! તારી ભલાઇ ઉપર હું ખુશી થાઉં છું. એ ભલાઇ તને અને બીજાં તમામ મનુષ્યોને કામની છે, પરંતુ જ્યારે તું ફરજનો દોષ તારી અજ્ઞાનતાના લીધે મારા ઉપર મૂકે છે ત્યારે તો મારે તને બે શબ્દો કહેવાજ પડશે. તું જરા બહાર આવ અને મારા સામો ઉભો રહે.

(વણિક ઝાડીમાંથી બહાર આવે છે અને બોલે છે.)

**વણિક**—ખુશીથી કહો તે હું સાંભળવા તૈયાર છું.

**રાજા**—જો. સાંભળ. મારા જેવા ક્ષત્રિયોની આ દુનિયામાં શી ફરજ છે તેનો તને ખ્યાલ નથી. ગરીબ રૈયતને વિના અપરાધે હેરાન કરનારા દુષ્ટ લોકો જેવા કે, લુટારા, ધાડપાડુઓ અને ફાંસીઆઓને પૂરતી સજા આપવાનું અને દેશની રૈયતનું રક્ષણ કરવાનું કામ અમને ઇશ્વરે સોંપ્યું છે.

**વણિક**—તે વાત તો ખરી.

**રાજા**—તે ફરજ બજાવવા માટે અમારે લડાઇઓમાં રગદોળાવું પડે છે અને અમારા તમામ સ્વાર્થોને બાજુ

પર મૂકી અમારા પ્રાણુને હોમવા પડે છે. આવા કઠણ સમયને માટે હંમેશાં અમારે જાગૃતિ સાથે તૈયાર રહેવું એ અમારૂં કર્તવ્ય છે. તમારી માફક નસીબ ઉપર હાથ મૂકી બૈરાં જેવી જીંદગી ગાળવાનું કામ અમારૂં નથી. અમે તમારા જેવા થઇએ તો ઈશ્વરના અપરાધી ઠરીએ. અમારે તો બહાદુરીની તમામ કેળવણીની જરૂર છે.

**વણિક**—તે વાત પણ ખરી

**રાજા**—તે બહાદુરી મેળવવા માટે પરમેશ્વરે આ બધા જંગલોને અને તે માંહેના જંગલી જનાવરોને અમારે માટેજ સરજ્યાં છે. અમે તેમની સાથે યુદ્ધ કરી યુદ્ધ કળા શીખીશું. અમારા જીવને જોખમમાં નાખી અમે અમારૂં રક્ષણ કરતાં શીખીશું, અને એ રીતે કેળવણી પામી દેશનું અને તેમાં રહેતી તારા જેવી ભલી પ્રજાનું રક્ષણ કરીશું. અમે અમારાં હથિયાર ગરીબ પ્રાણીઓપર કદી પણ અજમાવતા નથી. આ અમારો ધર્મ, આ અમારી ફરજ અને આ અમારૂં કર્તવ્ય છે. માટે ભલા માણસ! તું તારે રસ્તે જા, ને મને મારી ફરજમાંથી અટકાવ નહિ.

**વણિક**—શાબાશ છે મારા વીર બહાદુર તમને શાબાશ છે. હવે હું બરાબર સમજ્યો કે આ દુનિયામાં જુદા જુદા

માણસોની ફરજ જુદી જુદી હોય છે, સૌ કોઈ પોતાને રસ્તે ચાલે તેમાંજ તેને લાભ છે. કર્તવ્ય કોને કહેવું તે વાત વિચારવાનું કામ બહુ કઠણ છે. પરમેશ્વર સૌને કર્તવ્યનો ખરો માર્ગ બતાવો.

---

## ફળ ફૂલનો સંવાદ.

૧ બંધુઓ, તમે કોણ છો તે જણાવવા કૃપા કરશો?

૨ શું એટલું પણ નથી જાણી શકતા? અમે બધાં જાતજાતનાં ફળ છીએ. અમારી મિઠાશ ઉપર આખું જગત ફિદા ફિદા થઇ જાય છે. બગીચાની ખરી શોભા અમારા લીધેજ છે. અમે અમારા ગર્ભ વડે બીનું પોષણ કરીએ છીએ અને તે બી પાકી જાય છે કે તરત મનુષ્યો, પક્ષી અને પ્રાણીઓને અમે અમારો જાતિ ભોગ આપી ખુશ કરીએ છીએ. અમે બી ને ઉછેરીએ નહિ તો નવાં ઝાડ થાયજ કયાંથી? એટલા માટે તમામ વનસ્પતિએ અમારો ઉપકાર માની અમને માન આપવું જોઇએ

૩ બસ ભાઈઓ બસ! શા માટે આટલાં બધાં ફૂલાઈ જાઓ છો? નાહક મોટાઇ કેમ માગો છો? મોટાઇ માગવાનો ખરો હક તો અમારોજ છે. જયારે અમે

બધાં પુષ્પો ખીલ્યાં અને સુરજના તાપથી શેકાઇ શેકાઇને અમારા પુંકેસરના છેડાના પરાગ કોશોને પકવ્યા અને જ્યારે પરાગકણોને સ્રીકેસરનાં તંતુઓએ ચૂસી લીધા ત્યારેજ તમે બધાં ફળ બંધાયાં છો. તમને ઉછેરવા માટે તો અમારે અમારો જાતિભોગ આપી કરમાઈ જવું પડ્યું છે. એટલુંજ નહિ પણ અમારી સુગંધીથી લોકોને અતિશય શાન્તિ અને આનંદ મળે છે માટે અમેજ સર્વથી શ્રેષ્ઠ છીએ.

૪ ભાઈઓ, તમારાં લાંબાં ભાષણ છોડી દો. અમે બધાં પાંદડાં ન હોત તો કળી ક્યાંથી બેસત? ને ફૂલ પણ ક્યાંથી ખીલત? અને ફૂલ વગર ફળ તો ક્યાંથીજ થાત? માટે ખરી મોટાઇ ને માન તો અમનેજ મળવું જોઇએ.

૫ બસ ભાઇઓ, બહુ થઈ. આમ નાહક શા માટે દુઃખી થાઓ છો? મોટાઈ કાંઈ માગી મળતી નથી. એ જેઓ નથી માગતા તેને તો વગર માગે મળે છે અને માગનારાથી તો તે સાત ગાઉ દૂર નાસે છે. તમે બધાં નાહકનું અભિમાન રાખો છો એટલુંજ માત્ર છે; કેમકે જો વાવનાર માળી ન હોય તો બીમાંથી ઝાડ બનેજ ક્યાંથી! અને ઝાડ ન હોય તો પાંદડાં, કળી,

ફૂલ, ફળ અને બી બનેજ કેમ? વળી જો દરેક ક્રિયા વખતે જો પરમેશ્વરની અગાધ દયા ન હોત તો કશું પણ હોયજ શાનું! માટે નકામી તકરાર છોડી દો, તમે બધાં ઇશ્વર કૃપાથીજ અને એક બીજાની મદદથીજ જીવો છો! આ સંસાર પણ એક બીજાની પરસ્પર મદદથીજ ચાલે તેવી જગનિયંતાએ મહાન ગોઠવણ કરેલી છે માટે સૌએ અભિમાન છોડી દઈ તેના મહાન ગુણોનું ગાન કરવું જોઇએ.

---

### સ્તુતિ. ( ગજગામિની એ રાગ. )

સહુ પ્રેમથી (૨) હળી મળીને રહીએ.
હળી મળી રહીએ, પ્રભુ ગુણ ગાઇએ, ન્યાય નીતિ ધર્મે અનુસરીએ....રે.
માનવ જન્મ દિપાવી, કૃતારથ થઇએ (૩) રે હળીમળીને.
પૂજ્ય પિતાનાં આપણ જાણી, સગાં સહોદર એક પિછાણી....રે.
દેશ બંધુ દીલ દાઝ, સદા ઉર લઇએ ( ૩ ) રે હળીમળીને.

## હિંદુસ્તાનના મોડલ મેપ ઉપરનો બાળ સંવાદ.

૧ છોકરો—વ્હાલા ભાઇ, આ કયા નકશાનો નમુનો છે?

૨ છોકરો—હિંદુસ્તાનનો! અરે આપણા દેશનો, આપણી વ્હાલી માતૃભૂમિનો!

૧ છોકરો—આ ઉપલે પાસે ચળકાટ શાનો છે?

૨ છોકરો—સર્વે પર્વતોના રાજા હિમાલયનાં બરફવાળાં શિખરોનો એ ચળકાટ છે ઉનાળામાં એ બરફ પીગળે છે અને આ બધી નદીઓ, તેનાં નાળાં અને નહેરો વાટે પાણીની રેલમછેલ થઇ રહી છે. આવી રેલોથી, વરસાદથી અને બીજી નદીઓથી આપણો દેશ રસાળ બને છે ભયંકર કોટરૂપે હિમાલય પર્વત, તેની શાખાઓ અને આ બધા પહાડો દુશ્મનોના હલ્લાથી આપણું રક્ષણ કરે છે થોડી ખીણો કે ઘાટ આગળ જો પકકો બંદોબસ્ત રાખ્યો હોય તો ખુશ્કી માર્ગે કોઈ પરદેશી આપણો દેશ જીતી શકે નહિ.

૧ છોકરો—વ્હાલા ભાઈ, એ તો ઈશ્વરનો ઘણો ઉપકાર ગણાય, પણ (દરીઆ તરફ હાથ રાખીને) આ બધું શું છે?

૨ છોકરો—એ તો રત્નાકર સાગરનાં મોજાંઓની છોળો હિંદને કિનારે અથડાય છે. મીઠા જેવી ઉપયોગી વસ્તુ અને મોતી જેવાં અમૂલ્ય રત્નોનો એ ભંડાર છે. વર્ષા ઋતુનો પિતા પણ એજ છે; વળી એ વેપારનું જબરૂં સાધન છે અને પરદેશીઓના હુમલાથી આપણા દેશનો એ બચાવ કરે છે; અંગ્રેજી રાજના નૌકાબળનો પ્રતાપ તો જગજાહેર છે. એ રાજની છાયા તળે આપણો દેશ શાન્તિ અને સુખ ભોગવે છે.

૧ છોકરો—ભાઈ, આપણો દેશ પૃથ્વીમાં ઘણો રસાળ ગણાય છે, વળી તમે જે કુદરતી બક્ષીસો ગણાવી તેનો વિચાર કરતાં પરમ દયાળુ પરમેશ્વર તરફનો પ્રેમ આપણા હૃદયમાં ઉભરાઈ આવે છે.

બધા— હરિગીત.

કિરતારની બક્ષીસ કેરા, ગુણ ગણંતાં થાકીએ,
પણ એ પ્રભુ તો વિશ્વને, દેતાં કદી થાકે નહિ;
પાલન કરે છે પ્રેમથી, પશુ પંખી પ્રાણી સર્વનું,
આભાર જગના નાથનો છે, સર્વની ઉપર બહુ.
ઉત્તમ ભૂમિમાં જન્મ પામી, પ્રેમ ને સદ્ગુણથી;
જો દેશભક્તિ શીખીશું, તો કીર્તિ દેશે શ્રી હરિ.

૧ વળી આપણા શહેનશાહ જ્યોર્જ પાંચમાના માયાળુ છત્ર તળે અત્યારે જે શાન્તિ અને સુખ ભોગવીએ છીએ તેના ગુણ પણ ભૂલાય તેમ નથી, માટે આવો આપણે પરમેશ્વર પાસે તેમના લાંબા આયુષ્ય અને વિજયની માગણી કરીએ.

બધા— રાજગીત.

શહેનશાહનો વિજય સર્વદા થજો,
બ્રિટિશ તાજ, ન્યાય રાજ, અમ શીરે હજો;
કી....ર્તિ....સા....રી....અર્પો ભૂધરા (૨) શહેન૦ ૧.
વંદીએ આ બાળ ઈશ આગળે બધા,
જીવો ઘણેરાં વર્ષ રાજ જ્યોર્જ પાંચમા;
ન્યા....રી....ધા.... રી....આપની કળા (૨) શહેન૦ ૨.
ભરતખંડમાં ભુપાળ કીર્તિ ઝળકજો,
અમરવેલ આપની, સદા સુધા વધો;
શા....ન્તિ....શા....ન્તિ....જામો સર્વદા(૨)શહેન૦ ૩.
ભાર્ત ભૂમિ તાજ ન્યાયથી દીપાવજો,
હિંદ બાળ દીલ હર્ષથી ગજાવજો;
દ....ણિ....ધા....રી....પાળજો સદા (૨) શહેન૦ ૪.



